परोपकाराय सतांविभूतयः

उपाध्यायजी श्री लावण्यविजयजी विरचित

# द्रव्यसप्ततिका.

( મૂળ, ભાષાંતર અને વિવરણ સહિત. )

દેવદ્રવ્યાદિના દોષથી દુષિત થયેલા તથા
થતા જૈન બંધુઓના ઉપકારાર્થે અત્યંત
ઉપયોગી જાણી જુદા જુદા સદ્ગૃહ-
સ્થોની ઉદાર સહાયતાથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રીમદ્ યશોવિજયજી જૈન સંસ્કૃત પાઠ-
શાળાનો વહીવટ કરનાર
શા. વેણીચંદ સૂરચંદ—મેસાણા.

—:o:—

અમદાવાદ:
ધી નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં
લલ્લુભાઈ ઈશ્વરદાસ ત્રિવેદીએ છાપ્યું.

| વીર સંવત | સને | વિક્રમ |
| --- | --- | --- |
| ૨૪૩૩. | ૧૯૦૬. | ૧૯૬૩. |

# द्रव्यसप्ततिका.

## પ્રસ્તાવના.

સાંપ્રત કાળમાં જ્ઞાન અને ધર્મના હ્રાસને લીધે માણસો ન્યાય પૂર્વક વ્યાપારથી દ્રવ્યોપાર્જન કરી શકતા નથી. તેથી અનેક પ્રકારના કુડ કપટ કરી દ્રવ્યને માટે ફાંફાં મારે છે. તેમ કરતાં કદાચ પૂર્વ પુણ્યના ઉદયથી થોડું ઘણું દ્રવ્ય મેળવી લોકમાં મહત્તા તથા કીર્તિ મેળવવા માટે કેટલાક પૈસાનો ધાર્મિક તથા વ્યાવહારિક કાર્યોમાં વ્યય કરે છે, તેથી પોતે સર્વોત્તમ ગણાઇ ધર્મ સ્થાનકોના વહીવટમાં કર્ત્તા હર્ત્તા થઇ ફરે છે. પરંતુ કેટલીક મુદતે કોઠીના દાણાની જેમ પૂર્વનું પુણ્ય ખવાઇ રહેવાથી તથા આ જન્મ અન્યાયના ઉદયથી તેઓને પાછું દારિદ્ય પ્રાપ્ત થાય છે એટલે પોતાની મહત્તાના આડંબરને સાચવતાં તેને અનેક કષ્ટમાં આવવું પડે છે. છેવટ લપડાક મારી પણ મુખ લાલ રાખવાના હેતુથી ધર્મ સ્થાનના દ્રવ્યને પોતાની સારી સ્થિતિ આવેથી પાછા આપવાની બુદ્ધિએ પોતાના સાંસારિક કાર્યોમાં વાપરવા લાગે છે. પરંતુ તે દેવાદિ દ્રવ્ય વાપરવાના વિચાર માત્રથીજ સર્વ પુણ્ય સંપત્તિનો નાશ થાય છે. તો પછી તેનો ઉપભોગ કરવાથી શું થાય? ” તે નહીં જાણનારા મિથ્યાભિમાનીઓ કાદવથી ખરડાએલા પગને શોણિતથી ધોવા ઇચ્છે છે. એટલે કે તેઓ વધારે ભ્રષ્ટ થવાથી મોટા દારિદ્રના ઝપાટામાં સપડાય છે અને તેમાંથી તેઓ કદી પણ છૂટવા પામતા નથી. તેથી છેવટ લોકમાં અપકીર્તિ મેળવી અનંત સંસારમાં તેને ભ્રમણ કરવું પડે છે. એવા અજ્ઞાન અને મિથ્યાભિમાની પ્રાણીઓના ઉપકાર માટે જ્ઞાની મહારાજા

ઓએ અનેક પુસ્તકો રચ્યાં છે, જેને અનુસારે હજી પણ આપણા મુનિરાજો ઉપદેશ દ્વારા તેવા વજ્રલેપ સમાન પાપથી મુક્ત કરવા પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપે છે. અને તેવાજ હેતુથી તેવા ગ્રંથો ભાષાંતર સહિત છપાવી સર્વને વિના મૂલ્યે અથવા અલ્પ મૂલ્યે આપવામાં આવે છે.

આ ગ્રંથ તપ ગચ્છી ઉપાધ્યાયજી શ્રી લાવણ્ય વિજયજીએ બીજા ગ્રંથોમાંથી સાર સાર લઇને સંવત ૧૭૪૪ માં રચ્યો છે. તેની સંસ્કૃત ટીકા પણ પોતેજ રચી છે. તેથી મૂળ ગાથાનો અભિપ્રાય ટીકામાં યથાર્થ રીતે બતાવ્યો છે. આ ગ્રંથમાં દેવદ્રવ્ય, ગુરૂદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણદ્રવ્ય, અને ધર્મદ્રવ્ય, એ પાંચે દ્રવ્યમાંના દરેક દ્રવ્યના અધિકારમાં સાત સાત દ્વાર કહેલાં છે. તે દ્વારનાં નામ આ પ્રમાણે છે–ભેદ, બુદ્ધિ-વિનાશ, ગુણ, દોષ, પ્રાયશ્ચિત્ત, અને દ્રષ્ટાંત. આમાંના દરેક દ્વારનું વર્ણન વિસ્તારથી આપેલું છે. તથા પ્રસંગોપાત સારા અસર કારક અને રસિક દ્રષ્ટાંતો પણ આપેલાં છે.

પ્રથમ આ ગ્રંથ અમોએ ભાવનગરની શ્રી જૈનધર્મ પ્રસારક સભા મારફતે મૂલ, ટીકા, અને બંન્નેના ભાષાંતર સહિત છપાવ્યો હતો; તેની નકલો થઇ રહેવા આવી છે. તેથી તેમજ દરેક ગામમાં દરેક ધર્માભિલાષીને આ ગ્રંથ પૂરો પાડવા માટે ફરીથી છપાવ્યો છે. આ ગ્રંથ દરેકને સમ રસિક થઇ સારો બોધ આપે એવા હેતુથી પ્રથમની આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં ઉત્તમ આચાર્યોનાં કરેલાં દ્રષ્ટાંતોનું ભાષાંતર કરીને તે દાખલ કરવામાં આવ્યાં છે. અને ગ્રંથને વધારે મોટો નહીં થવા દેવા માટે તથા માત્ર ભાષા જાણનારને ઉપયોગી થવા માટે સંસ્કૃત ટીકા કાઢી નાંખી છે.

આ બીજી આવૃત્તિ છપાવવા માટે નીચે લખેલા સદ્ગૃહસ્થોએ અમુક મદદ આપી છે. તેના પ્રમાણમાં છ-પાવવાનો ખર્ચ વધારે લાગ્યો છે તથા પહેલી આવૃત્તિના ખર્ચમાં તુટો છે તેથી માત્ર જૈનશાળા, પુસ્તકાલય, અને મુનિ મહારાજાઓને ભેટ આપી શકાશે.

બાકી સર્વ સાધર્મી ભાઈઓને સુલભ થવા માટે છપામણીના પ્રમાણમાં પણ ઘણી જુજ કીંમત એટલે ચાર આના રાખવામાં આવી છે તે એવા હેતુથી કે સર્વ કોઈ આ પુસ્તકનો લાભ સહેલાઇથી મેળવી શકે.

## મદદ આપનાર સદ્ગૃહસ્થોના મુબારક નામો નીચે પ્રમાણે.

૧૦૦—૦-૦ શેઠ મોટાજી વધાજી કાલીયાવાડ

૫૦—૦-૦ શા કેશરીચંદ ભાણાભાઇ બીલીમોરા

૧૦૦—૦-૦ ઝવેરી નગીનદાસ ઘેલાભાઇના માતાજી અમે કુંવર સુરત.

૨૭-૧૩-૬ ઝવેરી મગનલાલ ખુશાલચંદની મારફતે સુરત

૫૫-૧૩-૬ શા ઘેલાભાઇ રાયચંદ જામનગરવાલા તરફથી શ્રમણ સૂત્રની ચોપડીઓ છપાવવા સારૂ રૂા. ૯૦) આવેલા તે મધ્યે ખર્ચ જતાં વધેલા.

---

૩૩૩-૧૧-૦

આશા છે કે આવા ગૃહસ્થો પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય કરો અને સાધર્મી ભાઈઓ તે વ્યયને સફળ કરો ?

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

## ॥ अथ शत्रुंजयमहातीर्थकल्पः प्रारभ्यते ॥

सुअ धम्म कित्तिअं तं, तित्थं देविंदवंदिअं थुणिमो ।
पाहुडए विज्जाणं, देसिअमिगवीमनामं जं ॥ १ ॥
विमलगिरि मुत्तिनिलओ, सित्तुंज्जो सिद्धखित्त पुंडरिओ
सिरिसिद्धसेहरो सिद्ध, पव्वओ सिद्धराओ अ ॥ २ ॥
बाहुबली मरुदेवो, भगीरहो सहसपत्त सयवत्तो ।
कूडसय अट्ठुत्तरो, नगाहिराओ सहसकमलो ॥ ३ ॥
ढंको कोडिनिवासो, लोहिच्चो तालज्झओ कयंबुत्ति ।
सुरनरमुणिकयनामो, सो विमलगिरि जयउ तित्थं ॥ ४ ॥
रयणायर विवरोसहि, रसकूविजुआ सदेवया जत्थ ।
ढंकाइ पंचकूडा, सो विमल० ॥ ५ ॥
जो अरय ओसप्पिणि अग्गी, सत्तरि सट्ठीअ पन्नवार जोअणए ।
सग रयणि विच्छिन्नो, सो विमल० ॥ ६ ॥
जो अट्ठजोयणुच्चो, पन्ना दस जोयणे अ मूलुवरिं ।
विच्छिन्नो रिसहजिणे, सो विमल० ॥ ७ ॥
जहिं रिसहसेणपमुहा, असंखतित्थंकरा समोसरिआ ।
सिद्धा अ सिद्धिसेले, सो विमल० ॥ ८ ॥
तह पउमनाहपमुहा, समोसरिस्संति जत्थ भाविजिणा ।
तं सिद्धखित्तनामं, सो विमल० ॥ ९ ॥
सिरिनेमिनाहवज्जा, जत्थ जिणा रिसहपमुहा वीरंता ।
तिविस समोसरिआ, सो विमल० ॥ १० ॥

मणिरुप्पकणयपडिमं, जथ्थ रिसहचेइअं भरहविहिअं ।
सदुवीस जिणाययणं, सो विमल० ॥ ११ ॥
बाहुबलिणा उ रम्मं, सिरिमरुदेवाइकारिअं भवणं ।
जथ्थ समोसरणजुअं, सो विमल० ॥ १२ ॥
ओसप्पिणीइ पढमं, सिद्धो इह पढमचक्किपढमसुओ ।
पढमजिणस्स य पढम, गणहारी जथ्थ पुंडरीओ ॥ १३ ॥
चित्तस्स पुन्निमाए, समणाणं पंच कोडिपरियरिओ ।
निम्मलजसपुंडरिअं, सो विमलगिरि जयउ तिथ्थं ॥ १४ ॥
नमिविनमिखयरिंदा, सह मुणिकोडिहिं दोहिं संजाया ।
जहिं सिद्धसेहरा सइ, सो विमल० ॥ १५ ॥
सव्वठ्ठसिद्धपथ्थड, अंतरिआ पन्नकोडिलक्खुदही ।
सेढीहिं असंखाहिं, चउदसलक्खाइं संखाहिं ॥ १६ ॥
जथ्थाइच्चजसाइ, सगरंता रिसहवंसजनरिंदा ।
सिद्धिं गया असंखा सो विमल० ॥ १७ ॥
वासासु चउम्मासं, जथ्थ ठिआ अजितसंतिजिणनाहा ।
विअ सोल धम्मचक्की, सो विमल० ॥ १८ ॥
दसकोडी साहुसहिआ, जथ्थ दविडवालिखिल्लपमुहनिवा ।
सिद्धा नगाहिराए, जयउ तयं पुंडरियं तिथ्थं ॥ १९ ॥
जहिं रामाइ तिकोडि, इगनवइ नारयाइ मुणिलक्खा ।
जायाओ सिद्ध राया, सो विमल० ॥ २० ॥
नेमिवयणेण जत्ता, गएण जहिं नंदिसेणगणिवइणा ।
विहिओ अजिअसंति थओ, सो विमल० ॥ २१ ॥

पज्जुन्नसंबपमुहा, कुमरवरा सड्ढ अट्ठ कोडिजुआ ।
जत्थ सिवं संपत्ता, सो वि० ॥ २२ ॥
अन्ने वि भरहसेलग, थावच्चासुअसूआइ असंखा ।
जहिं कोडि कोडि सिद्धा, सो वि० ॥ २३ ॥
असंखा उद्धारा, असंखपडिमाओ चेइअ असंखा ।
जहिं जाया जयउ तयं, सिरिसत्तुंजयमहातित्थं ॥ २४ ॥
कयजिणपडिमुद्धारा, पंडवा जत्थ वीस कोडि जुआ ।
मुत्तिनिलयंमि पत्ता, सो विमल० ॥ २५ ॥
भरहकराविअबिंबे, चिल्लनलाइ गुहाठिइ नमंतो ।
जहिं होइ इगवयारी, सो विमल० ॥ २६ ॥
रुहिफलफलयसमीवे, अलक्खदेउलीपरिसरपएसे ।
सिवबारं पिवबारं, जीइ गुहाए विहाडेउ ॥ २७ ॥
अट्ठमतवेण तुट्ठो, कवडि जक्खो जहिं भरहपडिमा ।
वंदावइ जयउ तयं, सिरिसत्तुंजयमहातित्थं ॥ २८ ॥
संपइविक्कमबाहड, हालपलित्ताम दत्तरायाइ ।
जं उद्धरिहंति तयं, सिरिसत्तुंजयमहातित्थं ॥ २९ ॥
जं कालयसूरि पुरो, सरहिं सुदिट्ठीसया विदेहे वि ।
इणमिअ सक्केणुत्तं, तं सत्तुंजयमहातित्थं ॥ ३० ॥
जावडि बिंबुद्धारे, अणुपमसरमजिअचेइअट्ठाणे ।
जहिं होइ जयउ तयं, सिरिसत्तुंजयमहातित्थं ॥ ३१ ॥
मरुदेवी संतिभवणं उद्धरिही जत्थ मेह घोस निवो ।
कक्किपपुत्तो तं इह, सिरिसत्तुंजयमहातित्थं ॥ ३२ ॥

पच्छिमउद्धारकरो, जस्स विमलवाहणो निवो होही ।
दुप्पसहगुरुवएसा, तं सित्तुंजय० ॥ ३३ ॥
वुच्छिन्ने विअ तित्थे, होही पूअजूअमुसहकडं जं ।
जा पउमनाहातित्थं, तं सित्तुंजय० ॥ ३४ ॥
पायं पावविमुक्का, जत्थ निवासीअ जंति तिरिआवि ।
सुगइए जयउ तयं, सिरिसत्तुंजय० ॥ ३५ ॥
जस्स सयाइ कप्पे, वक्खाए झाइए सुए सरिए ।
होइ सिवं तइअ भवे, तं सित्तुंजय० ॥ ३६ ॥
जलजलणजलहिरणवण, हरिकरिविसविसहराइदुट्ठभयं ।
नासइ जं नाम सुइ, तं सित्तुंजय० ॥ ३७ ॥
इय भद्दबाहुरइआ, कप्पा सित्तुंजतित्थमाहप्पं ।
सिरिवयरपहुद्धरिअं, जं पालित्तेण संखविअं ॥ ३८ ॥
तं जह सुअं थुअं मे, पढंत निसुणंतसंभरंताणं ।
सेत्तुंजकप्पथुत्तं, देउ लहु सेत्तुंजए सिद्धिं ॥ ३९ ॥

॥ इति शत्रुंजयमहातीर्थकल्पः समाप्तः ॥

---

# દેવદ્રવ્યના સંબંધમાં અન્ય લેખ.

શ્રી ઉપદેશપ્રાસાદ ગ્રંથમાં સ્તંભ ૧૩ મામાં વ્યાખ્યાન ૧૯૩ મામાં પણ ચૈત્યદ્રવ્યના સંબંધમાં નીચે પ્રમાણે લખે છે—

" અક્ષતાદિ દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી પ્રાણી દોષને પામે છે તેથી અત્યંત યત્નવડે વિવેકી જનોએ દેવદ્રવ્યની રક્ષા કરવી." આ વિષય ઉપર શુભંકર શ્રેષ્ટીનું દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—કાંચનપુર નગરમાં શુભંકર નામે ધનાઢ્ય શ્રેષ્ટી રહેતો હતો. તે નિત્ય જિનપૂજા તથા જિનવંદન કરતો હતો. એકદા જિનેશ્વરની પ્રતિમાને નમસ્કાર કરીને આગળ ઉભો હતો, તે અવસરે કોઇ દેવતાએ થોડાકજ વખત અગાઉ પ્રભુ પાસે પુષ્કળ દિવ્ય તંદુળની ત્રણ ઢગલીઓ કરી હતી તે તેની દૃષ્ટિએ પડી. રાંધેલા નહીં છતાં પણ અત્યંત સુગંધવાળા તે અક્ષતો જોઈને જીવ્હાના આસ્વાદને વશ થયેલા તે શ્રેષ્ટિએ તેનાથી ત્રણ ગુણા ચોખા પોતાને ઘેરથી મંગાવી ત્યાં મુકીને તે તંદુળ ગ્રહણ કર્યા. પછી પોતાને ઘેર આવી તે ચોખાની ક્ષીર રંધાવી. તેની સુગંધ ચારે બાજુએ વિસ્તાર પામી.

હવે તે શ્રેષ્ટિને ઘેર માસક્ષપણને પારણે કોઈ સુવિહિત મુનિ ભિક્ષાને અર્થે પધાર્યા. શ્રેષ્ટિએ પેલી ક્ષીરમાંથી થોડી તેમને વહોરાવી. મુનિ પરમાર્થને નહીં જાણતા સતા તે આહાર ઝોળીમાં મુકીને આગળ ચાલ્યા. તે મુનિ ૪૭ દોષરહીત શુદ્ધ આહારના લેનારા હોવાથી શુદ્ધ દેહવાળા હતા છતાં અયોગ્ય આહાર લેવાથી તેના ગંધ માત્રના મહિમાવડે તેના મનમાં અયોગ્ય વિચારોએ પ્રવેશ કર્યો. મુનિ વિચારવા લાગ્યા કે–" અહો ! આ ધનાઢ્ય શ્રેષ્ટિના અવતારને ધન્ય છે. અમારા કરતાં

તેનો મનુષ્યભવ સફળ છે કે જે નિત્ય સ્વેચ્છાએ યથેષ્ટ એવા મનોહર અશનનું આસ્વાદન કરે છે." આ પ્રમાણે અયોગ્ય આહારના ગંધ માત્રથી તેનું ચારિત્ર સંબંધી ધ્યાન નષ્ટ પામ્યું. પછી તે મુનિ એવો વિચાર કરતાં કરતાં ઉપાશ્રયે આવ્યા. ત્યાં આવીને વિચારવા લાગ્યા કે–"ગુરૂ સમક્ષ ગોચરી બતાવીને આહાર સંબંધી આલોચના કરવાનું શું કામ છે? કારણ કે આજે આહાર બહુ સુંદર મળેલો છે, તેથી કદી સ્વાદના લોભથી ગુરૂ પોતેજ તે લઈને ખાઇ જાય તો પછી હું શું કરૂં? માટે આજે તો તેમને બતાવવાથી સર્યું." આમ વિચારીને શિઘ્ર તે મુનિ લાવેલ આહાર ખાવા બેશી ગયા. ખાતાં ખાતાં વિચારવા લાગ્યા કે–"અહો! કેવો મજાનો સ્વાદ છે? આવું સ્વાદીષ્ટ ભોજન દેવને પણ દુર્લભ છે. આજેજ મને તો આ મનુષ્ય જન્મ પામ્યાનું સાર પ્રાપ્ત થયું. આજ સુધી ફોગટ મેં આ દેહનું દમન કર્યું અને તેને કૃશ કરી નાંખ્યું. આવો આહાર જેને નિત્ય પ્રાપ્ત થાય તેનો જન્મજ સફળ છે." આ પ્રમાંણે વિચાર કરતાં કરતાં આહાર કરીને પછી તે મુનિ સુખે સુઇ ગયા. તરતજ નિદ્રા આવી ગઇ. આવશ્યકાદિ ક્રિયા કરવાને સમયે પણ તે ઉઠ્યા નહીં. એટલે આચાર્ય વિચારવા લાગ્યા કે–"નિરંતર સુવિનિત એવો આ સાધુ આજે પ્રમાદી થઇ ગયો તેનું કારણ જરૂર તેણે કાંઇ અશુદ્ધ આહાર કરેલો હોવો જોઇએ. માટે તેણે આજે શુ આહાર કર્યો છે તેની તજવીજ કરવી." એમ વિચાર કરતાં તે રાત્રી તો વ્યતીત થઇ ગઇ.

બીજે દિવસે સવારે પેલા શેઠ પ્રાતઃકાળમાંજ આચાર્યને વાંદવા આવ્યા. પેલા મુનિને ત્યાં સુધી સુઇ ગયેલા દેખી તેમણે તેનું કારણ આચાર્યને પુછ્યું. ગુરૂએ કહ્યું કે કાલે આહાર કરીને સુતેલ છે તે ઊઠાડયા છતાં હજુ સુધાં ઊઠ્યા નથી.

તે સાંભળીને શેઠ બોલ્યા કે-હે પુજ્ય! કાલે આહાર તો એ મુનિએ મારે ઘેરથીજ લીધો હતો. ગુરૂએ પુછ્યું કે-તમે સર્વ દોષ રહિત આહારવડે પ્રતિલાભ્યા હતા કે નહીં? શેઠ બોલ્યા કે-દોષ તો મેં કાંઈ જાણેલો નથી, પણ અહીં જિન મંદિરમાં કોઈએ સુગંધી ચોખા મુકેલા હતા તે ત્રણગણા ચોખા મુકીને કાલે મેં લાવ્યા હતા અને તેની ક્ષીર રાંધી હતી. તેમાંથી એ સાધુને વહોરાવી હતી. આ પ્રમાણે ભદ્રકપણાથી શેઠે સર્વ વાત ગુરૂ મહારાજને કહી બતાવી. તે સાંભળીને ગુરૂ બોલ્યા કે-હે શ્રેષ્ઠી! તને એમ કરવું યોગ્ય નહોતું. જૈન સિદ્ધાંતમાં કહેલું છે-કે જિન પ્રવચનની વૃદ્ધિ કરનાર અને જ્ઞાન દર્શન ગુણની પ્રભાવના કરનાર દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી પ્રાણી અનંત સંસારી થાય છે, અને તેવાજ દેવદ્રવ્યનું રક્ષણ કરવાથી પરિત્ત[1] સંસારી થાય છે. વળી હે શ્રાવક! સાંભળ! "કોઇક નગરમાં એક ધનાઢ્ય શેઠ રહેતો હતો, તે પાડોશમાં રહેતા નટને પીડા કરતો હતો. તેથી તે નટે વિચાર્યું કે આ શેઠ જેમ મારા જેવો થાય તેમ કરૂં તો ઠીક. અન્યદા તે શેઠનું ઘર નવું ચણાતું દેખીને તેણે કોઇ દેરાસરનો ઇંટનો કકડો લાવીને પ્રચ્છન્ન[2] રીતે તેની ભીંતમાં ચણી દીધો. અનુક્રમે તે ઘરમાં રહેવાથી તે શ્રેષ્ઠી નિર્ધન થઇ ગયો. એક દિવસ પેલા દરિદ્રી નટે તે શેઠને કહ્યું કે મારી વિડંબના કર્યાનું ફળ તેં હવે દીઠું! આ બધું મારૂં કૃત્યજ જાણજે. પછી તે શેઠે તે નટને મીઠે વચને સંતોષ પમાડીને તેણે જે કર્યું હતું તે પુછી લીધું, અને તેણે બતાવેલે ઠેકાણેથી પેલો ઇંટનો કકડો ભીંત ખોદીને કઢાવી નાંખ્યો. તેના પ્રાયશ્ચિત્તમાં[3] તે શેઠે એક નવું ચૈત્ય કરાવ્યું. ત્યાર પછી તે શેઠ પાછો સુખી થયો." માટે

---

૧ અલ્પ. ૨ ગુપ્ત. ૩ જાણતાં કે અજાણતાં કરેલા અપરાધની શુદ્ધિ માટે આપ્ત પુરૂષે બતાવેલો ઉપાય.

હે શેઠ! તેં તે ચોખા લીધા અને ખાધા તેથી તને મહા પાપ લાગ્યું છે. તે સાંભળીને ભય પામેલો તે શેઠ બોલ્યો કે-હે પૂજ્ય! મને પણ ગઇ કાલે બહુ દ્રવ્યની હાની થઇ છે. સુરિ બોલ્યા કે-હે શ્રેષ્ટિ! તારૂં બાહ્ય ધન ગયું અને આ મુનિનું અંતરધન[1] વિનાશ પામ્યું. માટે હવે તેના પ્રાયશ્ચિતમાં તારે હમણા તારા ઘરમાં વિદ્યમાન હોય તેટલા દ્રવ્યવડે એક ચૈત્ય કરાવવું યુક્ત છે. શ્રેષ્ટીએ તેમજ કર્યું.

પછી આચાર્યે પેલા મુનિને રેચક પાચક ઔષધ આપીને તેના કોઠાની શુદ્ધિ કરાવી, અને તે આહારવાળું પાત્ર ગોમય અને રક્ષાનો લેપ કરી ત્રણ દિવસ સુધી તડકે મુકી રાખ્યું. પછી તે ગ્રહણ યોગ્ય થયું. પેલા સાધુએ તે પાપને તપવડે આલોચી શુદ્ધ સમયના પ્રતિપાલનવડે પોતાના આત્માને શુદ્ધ કર્યો, અને પછી આત્મ સાધન કરવા લાગ્યા.

કહ્યું છે કે—

**श्राद्धो न्नोगाय देवस्वं, मुक्त्वा मूल्यं समाधिकं ॥**
**नाददेन्नैव दातव्यं, श्राद्धानां च परस्परं ॥ १ ॥**

"શ્રાવક દેવને ચડેલી વસ્તુ સમાન મૂલ્ય મુકીને અથવા અધિક મૂલ્ય મુકીને પોતાના ભાગને અર્થે ગ્રહણ કરે નહીં તેમજ શ્રાવકને પરસ્પર આપે પણ નહીં."

---

૧ જ્ઞાનદર્શન ચારિત્રાદિ

श्रीजिनाय नमः।

# श्री द्रव्यसप्ततिका.

## ભાષાંતર સહિતા.

सिरिवीरजिणं वंदिय, धम्मगुरुं तत्तबोहगं धीरम्। देवाइदव्वतत्तं, सुआणुसारे निरूवेमि ॥ १ ॥

भावार्थः—તત્ત્વનો બોધ કરનારા, અને ધીર એવા શ્રી વીર ભગવંત તથા ધર્મ ગુરૂને વંદના કરી શાસ્ત્રને અનુસારે હું દેવાદિ દ્રવ્ય તત્ત્વને નિરૂપણ કરૂં છું. ૧

વિવરણ—આ ગ્રંથના આરંભમાં ગ્રંથકાર શિષ્ટાચારનું પાલન કરવાને માટે, વિઘ્નની શાંતિને માટે અને શ્રોતાઓની પ્રવૃત્તિને માટે પ્રથમની ગાથાથી મંગળાદિક કરે છે. શ્રી વર્ધમાન જિનેંદ્ર અને પોતાના ધર્માચાર્યને વંદના કરી (મન વચન કાયાથી સારી રીતે ધ્યાન પૂર્વક નમી) હું દેવાદિ દ્રવ્યના સ્વરૂપને નિરૂપણ કરીશ. તે શ્રાદ્ધદિનકૃત્ય વિગેરે શાસ્ત્રીય ગ્રંથને અનુસારે નિરૂપણ કરીશ. મૂલ ગાથામાં "सुआणुसारे" એ પદમાં જે સપ્તમી વિભક્તિ છે તે પ્રાકૃત ભાષા હોવાથી ત્રીજી

વિભક્તિના અર્થમાં લેવી. હવે તે શ્રી વર્ધમાન જિનેંદ્ર અને ધર્માચાર્ય કેવા છે કે જેઓ અનુગ્રહ બુદ્ધિથી સતશાસ્ત્રનો ઉપદેશ આપી ભવ્ય પ્રાણીઓને યથાર્થ તત્ત્વનો બોધ કરનારા છે. આ વિશેષણથી તેઓ બંનેમાં પરંપરાએ અને સાક્ષાત્પણે પરોપકારપણું બતાવેલું છે. વલી તેઓ કેવા છે કે ધીર છે. અહિં ધીર એટલે મરણાંત કષ્ટ આવી પડે તો પણ ઉત્સૂત્ર પ્રરૂપણા નહીં કરવાના સ્વભાવવાળા—આ વિશેષણથી તેઓ બંનેમાં સુરૂરૂપણું દર્શાવ્યું છે. તે વિષે શ્રી વિશેષાવશ્યક સૂત્રમાં કહ્યું છે કે, " ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારના બોધિ ( સમ્યકત્વ ) નો નાશ થાય છે અને અનંત સંસાર વધે છે, તેથી કદિ પ્રાણાંત થાય તોપણ ધીર પુરૂષો ઉત્સૂત્ર પ્રરૂપણા કરતા નથી." આ ઉપરના વિશેષણથી જેવું તેઓમાં પરોપકારપણું છે તેવુંજ સ્વોપકારપણું પણ છે એમ બતાવ્યું છે. મૂળ ગાથામાં કહેલા શ્રી વીરજિનેંદ્ર " અને "तत्त्वबोधकं" એ બે પદ સત્ય અર્થને પ્રતિપાદન કરે છે. તેના વડે ભગવંતના ચાર અતિશય પ્રકાશિત કર્યા છે. તેમાં શ્રી શબ્દ વડે ज्ञानातिशय, वीर શબ્દ વડે પૂજાતિશય, जिन પદવડે अपायापगमातिशय અને तत्त्वबोधकं પદવડે वचनातिशय પ્રકાશિત થાય છે. આવી રીતે ચાર અતિશય પ્રતિપાદન દ્વારા તે ભગવંત અને ધર્માચાર્યનું એકત્વ પ્રતિપાદિત કરવાથી ગુરૂની અને દેવની પરમાર્થ ફલને માટે વંદના-ધ્યાન કરવાની યોગ્યતા જણાવી છે. આ શિવાય ગ્રંથપ્રયોજન વિગેરેનું નિરૂપણ લૌકિક શાસ્ત્ર ( અન્યશાસ્ત્ર )થી જાણી લેવું. ૧

## હવે દેવાદિ દ્રવ્ય પદનો વાચ્યાર્થ કહે છે.

**उहाराबुद्धीए, देवाईणं पकप्पिअं च जया ।**
**जं धणधन्नप्पमुहं, तं तद्दवं इहं णेयं ॥ २ ॥**

ભાવાર્થઃ—નિયમ બુદ્ધિથી દેવાદિકને માટે જે ધન-ધાન્યાદિ વસ્તુ જે કાળે કલ્પેલી હોય, તે પ્રાજ્ઞ પુરૂષોએ દેવાદિ દ્રવ્ય જાણી લેવું. ૨

વિવરણ—નિયમ બુદ્ધિથી એટલે ભક્તિઆદિ વિશિષ્ટ નિ-શ્ચયવાળી બુદ્ધિ વડે જે કાળે ધનધાન્યાદિક વસ્તુ દેવાદિકને અર્થે કલ્પેલી હોય એટલે "આ વસ્તુ યોગ્યપણે કરી અર્હંત વિગેરે કોઇ બીજાની સાક્ષીએ દેવાદિકને માટેજ વાપરવી, મારે માટે કે કોઇ બીજાને માટે નહીં" આ પ્રમાણે બુદ્ધિના ઉત્કૃષ્ટ વિષયમાં જે નિર્ણય પૂર્વક ધારેલી હોય, તે વસ્તુને પ્રાજ્ઞ પુરૂષોએ દેવદ્રવ્ય જાણી લેવું. આ ઉપરથી એમ સમજવું કે, જે વસ્તુ માત્ર સંકલ્પિત થઇ હોય અથવા માત્ર અર્હંત વિગેરેની દૃષ્ટિએ પડી હોય તેટલાથી તે દેવ દ્રવ્ય કહેવાય નહીં ઇતિતત્ત્વં. તેથી જ પરિવાર સહિત મૃગ નામના એક બ્રાહ્મણ શ્રાવકે નૈવેદ્યને માટે સંકલ્પિત કરેલું પણ પોતાની નિશ્રાનું અશનાદિ સાધુ-ઓને વિધિ પૂર્વક આપ્યું તેથી તેને મોટું ફળ પ્રાપ્ત થયું હતું. નહીં તો બંનેને પ્રગટ દોષ લાગત. તે વિષે વસુદેવહિંડિકાના બીજા ખંડમાં અને સંઘાચારવૃત્તિમાં કહ્યું છે—કૌશલ દેશમાં સંગય નામના ગામને વિષે માત્ર ગ્રાસ આચ્છાદનનોજ ભુક્તા મૃગ નામે એક જિનભક્ત બ્રાહ્મણ રહેતો હતો. તેને તેવીજ (જિનભક્ત) મતિરતિ નામે સ્ત્રી હતી. અને વારૂણી નામે પુત્રી હતી. એકદા મૃગદ્વિજે પોતાની સ્ત્રીને આજ્ઞા કરી કે હે ભદ્રે ! આજે દેવ નિમિત્તે[1] ભોજન તૈયાર કરજે. કારણ કે શાસ્ત્રમાં ચાર પ્રકારે પૂજા કહી છે. તે આ પ્રમાણે—તીર્થંકર અરિહંતની

૧ આમાં મુખ્યપણા ગૌણપણાનો ભેદ છે. ગૌણપણે સ્વનિશ્રા પણ રહેલી છે. નહીંતરતો દેવામાં અને લેવામાં બંનેમાં બંનેને દોષની પ્રાપ્તિ થાત.

ભક્તિ કરવી, તે પૂજા અને વંદનાદિકવડે થાય છે. પૂજા પણ પુષ્પ, નૈવેદ્ય, સ્તુતિ અને પ્રતિપત્તિના ભેદથી ચાર પ્રકારે થાય છે. તેમાંથી યથાશક્તિ પૂજા કરવી. આમાં યથા સંભવ અવિ-કલ એવા આપ્તના ઉપદેશની પરિપાલના તે પ્રતિપત્તિ સમજવી. તેમાં પુષ્પ પૂજા કરતાં નૈવેદ્ય પૂજા શ્રેષ્ઠ સમજવી. "આજ્ઞાને માન્ય કરનારી તે દ્વિજની સ્ત્રીએ દેવ નિમિત્તે ભોજન તૈયાર કર્યું. એવામાં સાધુ પધાર્યા તે જાણે પ્રત્યક્ષ મોક્ષ માર્ગજ હોય તેવા હતા. તેમને જોઇને ત્રણે જણાએ એકત્ર મળી આ મુનિને પડિલાભીએ એવા વૃદ્ધિમાન ભાવથી તે મુનિને પડિલાભ્યા. મુનિએ પણ તેમના શુભ ભાવની વૃદ્ધિને અર્થે કાંઇક ગ્રહણ કર્યું. આમાં વિશેષાર્થ વૃહત્ કલ્પભાષ્યથી જાણી લેવો. તે પૂજા અને દાનના ફળથી તે ત્રણે જણને રાજ કુળમાં ભોગ ફળની પ્રાપ્તિ થઈ. કારણ કે પૂજાનું માહાત્મ્ય બહુ ઉત્કૃષ્ટ પ્રકારનું છે. કહ્યું છે કે—"તપનિયમથી મોક્ષ પ્રાપ્ત થાય છે, દાન વડે ઉત્તમ ભોગ મળે છે, દેવાર્ચનથી રાજ્ય મળે છે અને અણુસણ પૂર્વક મરણ પામવાથી ઇંદ્રપણું પ્રાપ્ત થાય છે."

પછી તે મૃગદ્વિજ વિગેરે ત્રણેજણાં ભવાંતરે મુક્તિ પામ્યાં હતાં. એથી પૂજા કર્યા પહેલાં દેવ પૂજાને માટે તૈયાર કરેલા ચંદનના પાત્રમાંથી બીજા પાત્રમાં કે હાથેળીમાં ચંદન લઇ તેના વડે તિલક ભૂષણ કરીને પછી શ્રાવકે દેવપૂજા કરવી એમાં દૂષણ નથી. તેમજ પોતાના ઘરનો દીવો દેવના દર્શનને માટે દેવની પાસે લાવવાથી તે કાંઇ દેવનો દીવો થઇ જતો નથી. દેવની પાસે ધરેલું નૈવેદ્યનું પાત્રાદિ પણ દેવ સંબંધી ગણાતું નથી. વળી યાવજ્જીવ એવો નિયમ હોય કે, યથોચિત નવું અન્ન, પકવાન્ન કે ફલાદિક દેવની પાસે ધર્યા વગર અને સાધુને નિમંત્રણ કરી વ્હોરાવ્યા વગર પોતાના ભોગમાં લેવું નહીં, તો જો

તેમ ન કરે તો નિયમનો ભંગ થાય, અને એવો નિયમ ન હોય તો નિવેદન કર્યા વગર વાપરવાથી દેવ ગુરૂની ભક્તિના ભંગ રૂપ આશાતના થાય. અહીં સાર એ છે કે જે દ્રવ્ય દેવ. ની દૃષ્ટિએ પડે તે દેવદ્રવ્ય કહેવાતું નથી અને તેવા દ્રવ્યનું ભક્ષણ કરવાથી દેવ દ્રવ્યનું ભક્ષણ કરવાના દોષનો પ્રસંગ આવતો નથી. એવી રીતે અહિં વિધિ નિષેધવાદ પણ ઘટે છે. ૨

## હવે સાતદ્વારવડે દેવદ્રવ્યની પ્રરૂપણા કરે છે.

भेया[1] वुड्ढी[2] णासो,[3] गुणा[4] दोसा[5] पायच्छित्त[6] दिठ्ठंता[7]। एएहिं उवारेहिं. एअस्स परूवणा णेया ॥ ३ ॥

भावार्थः—ભેદ, વૃદ્ધિ, વિનાશ, ગુણ, દોષ, પ્રાયશ્ચિત્ત, અને દૃષ્ટાંત આ સાત દ્વાર વડે એ દેવાદિદ્રવ્યની પ્રરૂપણા જાણી લેવી. ૩

વિવરણ—દેવાદિદ્રવ્યની પ્રરૂપણા કરવામાં સાતદ્વાર છે. તેમાં પેહેલું દ્વાર ભેદ એટલે શિષ્યને શિક્ષામાં યોજનારા દ્રવ્યના પ્રકાર. બીજું વૃદ્ધિ એટલે સારી રીતે તેની ચિંતા રાખવા પુર્વક પોતાના ઘરનું દ્રવ્યાદિ તેમાં ઉમેરી તેને વધારવું તે. ત્રીજું દ્વાર વિનાશ એટલે લોભાદિક દુર્ગુણોને લીધે ભક્ષણ અથવા ઉપેક્ષા કરવાથી થતી તે દ્રવ્યની હાનિ. ચોથું દ્વાર ગુણ એટલે તે દ્રવ્યની વૃદ્ધિ કરવાથી અને હાનિને અટકાવવાથી થતો પુણ્યાનુબંધી પુણ્યાદિકનો લાભ. પાંચમું દ્વાર દોષ એટલે તે દ્રવ્યના વિનાશથી ઉત્પન્ન થતો પાપનો અનુભાવ. છઠું દ્વાર

પ્રાયશ્ચિત એટલે તે દોષને શોધવા ( દૂર કરવા ) માટે કાંઇ પણ અનુષ્ઠાન આચરવું તે, અને સાતમું દ્વાર દૃષ્ટાંત એટલે અનુક્રમે ગુણદોષની પ્રવૃત્તિ નિવૃત્તિની દૃઢતાને માટે ઉદાહરણ આપવું તે–આ પ્રમાણે બુદ્ધિમાં રહેલા સાત દ્વારથી દેવાદિ દ્રવ્યની પ્રરૂપણા જાણી લેવી. અર્થાત્ તેને બરાબર રીતે જ્ઞાન વિષયમાં દૃઢ કરવી કારણ કે સમ્યગ્ જ્ઞાનથીજ સમ્યગ્ પ્રરૂપણા થઇ શકે છે. ૩

## હવે ઉપર કહેલા સાત દ્વારમાંથી અનુક્રમે આવેલું પ્રથમ ભેદદ્વાર મૂલોત્તર ભેદ સાથે કહી બતાવે છે.

तं णेयं पंचविहं, चेइयदव्वं च गुरुअदव्वं च । नाणं साधारणगं, धम्मं पत्तेय तं तिविहं ॥ ४ ॥

ભાવાર્થઃ—તે દેવાદિ દ્રવ્ય આ રીતે પાંચ પ્રકારનું જાણવું-૧ ચૈત્ય દ્રવ્ય, ૨ ગુરૂ દ્રવ્ય, ૩ જ્ઞાન દ્રવ્ય, ૪ સાધારણ દ્રવ્ય અને ૫ ધર્મ દ્રવ્ય. તે પ્રત્યેક દ્રવ્ય ત્રણ ત્રણ પ્રકારનું છે. ૪

વિવરણ—તે દેવાદિ દ્રવ્ય નિશ્રાના વિષયના ભેદથી પાંચ પ્રકારનું છે. ૧ ચૈત્ય દ્રવ્ય, ૨ ગુરૂ દ્રવ્ય, ૩ જ્ઞાન દ્રવ્ય, ૪ સા-

ધારણ દ્રવ્ય, અને ૫ ધર્મ દ્રવ્ય. આ મૂલ ભેદથી ભિન્ન દેવાદિ દ્રવ્ય પ્રત્યેક જઘન્ય વિગેરે ભેદથી ત્રણ પ્રકારનું થાય છે. તે આ પ્રમાણે પેહેલું ચૈત્ય દ્રવ્ય એટલે ચૈત્ય જે અર્હદ્બિંબ તેની નિશ્રાનું દ્રવ્ય તે દેવ દ્રવ્ય ચૈત્ય શબ્દ સંબંધે હૈમકોશમાં લખે છે કે, ચૈત્ય શબ્દના અર્થ જિનમંદિર, જિનબિંબ અને જિન સભાનું વૃક્ષ એ ત્રણ થાય છે. બધી સામગ્રી સહિત જે જિન પ્રાસાદ તે પણ વાસ્તુરૂપે હોવાથી દેવ દ્રવ્યની અંદર આવી જાય છે તેથી તેને જુદો ગણ્યો નથી. તે દ્રવ્ય યથાયોગ્ય મૂલ્યાદિકની અપેક્ષાએ ત્રણ પ્રકારનું છે ૧ जघन्य ૨ मध्यम અને ૩ उत्कृष्ट. તેમાં નૈવેદ્ય અને માટી તથા વંશાદિકના ઉપકરણાદિક તે जघन्यद्रव्य. વસ્ત્ર અને ધાતુ તથા કાષ્ટના પાત્રો ને ઉપકરણો તેમજ ચોપગાં પ્રાણી તે मध्यमद्रव्य, અને કનક, રૂપું, વાસ્તુ,[1] ક્ષેત્ર વિગેરે उत्कृष्टद्रव्य. ૧ એવી રીતે યથાયોગ્ય સંભવથી भीमेति भीमसेन ન્યાય[2] પ્રમાણે ગુરૂ દ્રવ્યના ભેદ જાણી લેવા ૨. ज्ञानद्रव्य એટલે પુસ્તક વિગેરે ૩ साधारणद्रव्य એટલે ચૈત્ય, પુસ્તક અને આપત્તિમાં આવી પડેલા શ્રાવક વિગેરેનો ઉદ્ધાર કરવાને યોગ્ય સમૃદ્ધિમાન શ્રાવક પાસેથી મળેલું જે ભંડારરૂપ ક્ષેત્ર દ્રવ્ય. તે પણ પુર્વની જેમ જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટપણાથી ત્રણ પ્રકારનું જાણી લેવું. ૪ धर्मद्रव्य એટલે પ્રાયઃ સાધારણ બુદ્ધિવડે ચૈત્યાદિ બાર [3]ધર્મ સ્થાનમાં યથાશક્તિ વ્યય ક-

---

૧ ઘર મકાનાદિ. ૨ ભીમ શબ્દવડે જેમ ભીમસેનને ઓળખીએ તેમ. ૩ મુખ્ય તો સાત ક્ષેત્ર કહેવાય છે તે પ્રસિદ્ધ છે. તેમાં નિશ્રાકાળે તથા કાર્ય કાળે પ્રયોજકની અવષ્ટંભ બુદ્ધિ રૂપ બે ભેદ ભેળવતાં ભક્ત પરિજ્ઞાને અનુસારે નવ ક્ષેત્ર ( સ્થાન ) થાય અને રાજ પ્રશ્નીય તથા યોગશાસ્ત્રને અનુસારે અનુકંપા સ્થાન ભેળવતાં દશ સ્થાન થાય અને પંચાશકને અનુસારે પોસહશાળા અને અમર પળાવવા રૂપ બે સ્થાન ભેળવતાં બાર સ્થાન થાય.

રવા માટે એકઠું રાખેલું દ્રવ્ય. તેના પણ ઉપર પ્રમાણે ત્રણ પ્રકાર થાય છે. એવી રીતે બધા મળીને પંદર ભેદ થયા. અહિં સાધારણ દ્રવ્યમાં એકઠાપણું છતાં અનેક કાર્ય સાથે સંબંધ ધરાવવો તે સાધારણપણું કહેવાય છે. તેમાં કર્ત્તાના કરેલા-ધારેલા નિયમ વિષયની અપેક્ષાએ જુદા જુદા ભેદ થઇ શકે છે અને ધારેલા નિયમ વગરની અપેક્ષાએ પણ ભેદો થઇ શકે છે. અથવા જુદા જુદા વિષયકાળે કે કાર્યકાળે પ્રવૃત્તિ કરનારની બુદ્ધિના કે વિષયના ભેદથી પણ સર્વ ઠેકાણે ભેદ પડે છે તે સુજ્ઞ પુરૂષોએ પોતાની બુદ્ધિથી જાણી લેવા. અહીં જઘન્ય વિગેરે દ્રવ્યના જે પ્રકાર છે, તે વૃદ્ધિ,-નાશ અને પ્રાયશ્ચિત્ત દ્વારના વિવેચન વખતે વિસ્તારથી કહેવામાં આવશે. ૪

## ॥ इति प्रथम भेदद्वार समाप्त ॥

---

હવે 'એ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરવાથી આગળ કહેવાશે તેવું શ્રેષ્ઠ ફલ થાય છે' તે કહેવાને 'वृद्धिद्वार' નિરૂપણ કરવાના પ્રસંગે ચૈત્ય કારણના અધિકારી પુરૂષના ગુણ જણાવવાને પંચાશક માંહેની બે ગાથા વડે પ્રથમ સામાન્યપણે તેના અધિકારી નિરૂપણ કરે છે.

**अहिगारी य गिहत्थो, सुहसयणो वित्तमं जुओ कुलजो । अक्खुद्दो धिइबलिओ, मइमं तह धम्मरागी य ॥५॥ गुरुपूजाकरणरई, सुस्सूसाइ गुणसंगओ चेव । णायाहिगयविहाणस्स धणियमाणापहाणो य ॥ ६ ॥**

ભાવાર્થઃ—અનુકૂલ કુટુંબવાળો, ધનવાન્, સત્કાર કરવા યોગ્ય, કુલવાન્, દાની, ધૈર્યના બલવાળો, બુદ્ધિમાન્, ધર્મનો રાગી, ગુરૂ પૂજામાં તત્પર, શુશ્રૂષાદિ બુદ્ધિના આઠ ગુણવાળો, ચૈત્ય દ્રવ્ય વિગેરેની વૃદ્ધિના ઉપાયનો જાણનાર અને શાસ્ત્રની આજ્ઞાને આધીન રહેનાર—એટલા ગુણવાળો ગૃહસ્થ ચૈત્ય કાર્યનો અધિકારી છે. ૫—૬

વિવરણ—અહીં ઉત્સર્ગથી આવા ગુણવાળો ગૃહસ્થ પ્રાયે ચૈત્ય કાર્યનો અધિકારી-દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરનાર કહ્યો છે. તે કહે છે-કેવો ગૃહસ્થ અધિકારી છે? ૧ અનુકૂલ કુટુંબાદિ વર્ગવાળો, ૨ ધનવાન એટલે ન્યાયોપાર્જિત ધનવાળો, ૩ યોગ્ય એટલે રાજાના સત્કારને યોગ્ય જેથી શત્રુ વિગેરેથી પરાભવ નહીં પામનાર, ૪ કુલવાન એટલે સારા કુળમાં ઉત્પન્ન થયેલો, જેથી લીધેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરનાર, ૫ અક્ષુદ્ર એટલે દાન આપવામાં તત્પર, ૬ ધૈર્ય બલવાળો એટલે પોતાના ચિત્તનું સમાધાન કરવામાં સમર્થ, ૭ શાસ્ત્રની આજ્ઞાને આધીન રહેનાર આગમપરતંત્ર, ૮ ધર્મમાં આસક્ત, ૯ ગુરૂ ભક્તિમાં તત્પર એટલે પુજ્ય જનોની સેવામાં પરાયણ, ૧૦ શુશ્રૂષા ( સાંભળવાની ઇચ્છા ) વિગેરે બુદ્ધિના આઠ ગુણ યુક્ત અર્થાત્ વિવેકી, ૧૧ ચૈત્ય દ્રવ્યાદિકની વૃદ્ધિના વિધિનો જાણ વિદ્વાન અને ૧૨ બુદ્ધિમાન એટલે પોતાના મેળેજ પ્રશસ્ત બુદ્ધિવાળો, આનો ભાવાર્થ એવો છે કે, આવા ગુણવાળા શ્રદ્ધાલુ ગૃહસ્થથીજ ચૈત્ય દ્રવ્ય વિગેરેનો વૃદ્ધિ સંબંધી વ્યવહાર પુણ્યાનુબંધી શુભ ફલ આપનાર હોઇને સાધ્ય થાય છે, અને તેનાથીજ તે ગુણને પ્રતિકૂલ ચૈત્ય દ્રવ્યાદિ ભક્ષણ વિગેરે દોષો નિવારી શકાય છે

---

૧ કાર્ય કારણનો સંબંધ દર્શાવવાને માટે આમાં કેટલાક ગુણો પશ્ચાનુપુર્વીએ દર્શાવ્યા છે.

અને જો તેવો અધિકારી ન હોય તો તેનાથી દેવ દ્રવ્યાદિકનો વાસ્તવિક વ્યવહાર ચાલવો અશક્ય છે. તેથી જેનું જેવું સામર્થ્ય હોય, તે તેવી રીતે તેમાં પ્રવર્ત્તે છે. ૫—૬.

॥ अथात्रैव विशेषतस्तदधिकारिणो निरूपयति ॥

## અહિં વિશેષપણે તેના અધિકારીઓ જણાવે છે.

**मग्गाणुसारिपायं, सम्मद्दिट्ठीतहेव अणुविरई। एए ह्गिारिणो इह, विसेसउ धम्मसत्थंमि ॥ ७ ॥**

भावार्थः—માર્ગાનુસારી, અવિરત સમ્યગ્ દષ્ટિ અને દેશવિરતિ એ ધર્મશાસ્ત્રને અનુસારે પ્રાયઃ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિના વિશિષ્ટ અધિકારી જાણવા. ૭

વિવરણ--જેનામાં ભવાભિનંદી દોષ ન હોય, જે મિત્રાદિક દૃષ્ટિએ સહિત હોય, જે શમસંવેગાદિ યુક્ત હોય, જેને તથાવિધ મિથ્યાત્વ અને કષાયનો ઉદય મંદ હોય અને જેનામાં જૈન ક્રિયાની ભજના[1] હોય—આવા ગુણવાલો ભવ્ય જીવ માર્ગાનુસારી કહેવાય છે. તે વિષે ધર્મપરીક્ષા ગ્રંથમાં કહ્યું છે કે, માર્ગાનુસારી ભાવનું આજ્ઞાને વિષે લક્ષણ જાણવું. ક્રિયાનું ત્યાં નિયતપણું નથી, ઉપચારે કરીને સમ્યક્ત્વનો પ્રતિબંધ સમજવો.

અર્થાત્ જેમાં તે તે તત્ત્વને અનુકૂલ પ્રવૃત્તિ કરવાના હેતુ

---

૧ ભજના=કરતો હોય કે ન પણ કરતો હોય.

પરિણામ હોય તે માર્ગાનુસારીપણું કહેવાય છે. તેનેજ દ્રવ્યાજ્ઞા પણ કહે છે. તેમાં માષતુષ અને તામલી તાપસ વિગેરેની જેમ અન્વય ( સંબંધ ) અને વ્યતિરેક ( જુદાપણા )થી દર્શન ક્રિયા કરવાનો નિયમ નથી-એથી જે માર્ગાનુસારી હોય તેને જૈન ક્રિયાનો નિયમ હોય એમ કહેવાનો નિરાસ થાય છે. આવું માર્ગાનુસારીપણું ઉત્કર્ષથી ચરમાવર્ત્તમાં પ્રવર્ત્તે છે, તે વિષે તેજ ગ્રંથમાં કહ્યું છે કે, એક પુદ્ગળપરાવર્ત્ત સંસાર રહે ત્યારે અર્થાત્ છેલ્લા પુદ્ગળ પરાવર્ત્તનમાં ગુણની વૃદ્ધિ થવાથી અને ભવાભિનંદીપણાનો દોષ દૂર થવાથી માર્ગાનુસારી ભાવ પ્રાપ્ત થાય છે.

ચરમ પુદ્ગલ પરાવર્ત્તથી પ્રથમના કાળના જીવો અનંતાનુબંધી કષાયાદિકના વિપાકરૂપ, ઉપદેશાદિકથી અસાધ્ય ક્ષુદ્રત્વ વિગેરે દોષોવાળા હોય છે તેથી તે ભવાભિનંદી કહેવાય છે. અને મિથ્યાત્વના ઉદય નહિ હોવાથી કેવલ નિઃશંકાદિ ગુણોએ યુક્ત એવો જે ભવ્યપ્રાણી તે અવિરતસમ્યગ્દૃષ્ટિ કહેવાય છે. અને સંસાર તરફ ઉદ્વેગ-( ભવોદ્વેગ ) ઇત્યાદિ ગુણોવાળો, અપ્રત્યાખ્યાન આવરણ કષાયના ક્ષયોપશમથી જેને વિરતિ પ્રાપ્ત થઇ હોય તેવો ભવ્યપ્રાણી દેશવિરતિ કહેવાય છે. ઉપર પ્રમાણે જે માર્ગાનુસારી, અવિરત સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતિ છે તેઓ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરવાના અધિકારમાં વિશેષ અધિકારી છે, એમ પ્રાયઃ ધર્મશાસ્ત્ર પંચાશકાદિને અનુસારે જાણી લેવું. પુષ્ટ આલંબન તરીકે તો સાધુઓને પણ અધિકારી કહ્યા છે. તે વિષે આગળ કહેવામાં આવશે. ૭

હવે અનુક્રમે તેના સપ્રતિપક્ષ વિધિની અપેક્ષા કરનાર કર્ત્તાદ્વારા ફલથી સ્થાપિત વૃદ્ધિદ્વારને બતાવી તે પ્રસંગે વિનાશદ્વાર પણ બતાવે છે.

जिणवरआणारहियं, वद्धारंतावि केवि

जिणदव्वम् ॥ वुड्ढंति ज्भवसमुद्दे, मूढा मोहेण अन्नाणी ॥ ८ ॥

આ ગાથાનો અર્થ બે પ્રકારે કરવો. તેમાં વિધિપક્ષે
સર્વત્ર 'અ' વધારીને અર્થ કરવો.

ભાવાર્થઃ—શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞાથી 'અ' રહિત (સહિત) પણે દેવાદિ દ્રવ્યને વધારતા એવા કોઇ 'અ' મૂઢ (વિવેકી) પુરૂષો અમોહપણે (ભેદ-જ્ઞાનવડે) શ્રી અર્હંતની આજ્ઞાનું આરાધન કરતા સતા ભવ સમુદ્રને તરી જાય છે.

દ્વિતીય ભાવાર્થઃ—શ્રી જિનેશ્વર ભગવંતની આજ્ઞા રહિત દેવાદિ દ્રવ્યને વધારતા એવા કોઇ મૂઢ પુરૂષો મોહ–અજ્ઞાનવડે શ્રી અર્હંતની આજ્ઞાને નહિ માનતા સતા ભવસમુદ્રમાં ડુબી જાય છે. ૮

વિવરણ:—આ ગાથાનો અર્થ તંત્રન્યાયવડે બે પ્રકારે થાય છે. વિધિ પક્ષે અને અવિધિપક્ષે. જ્યારે વિધિપક્ષે અર્થ કરવો હોય ત્યારે તેમાં પ્રાયઃ અકારનો વિશ્લેષ કરવો. જેમકે જિનાજ્ઞાથી અરહિત એટલે સહિત એવા દેવાદિદ્રવ્યને વધારતા કોઇ એટલે જેમના ગુણ અનિર્વચનીય છે એવા અમૂઢ એટલે વિવેકી પુરૂષો અમોહેન એટલે ભેદજ્ઞાનવડે અર્હંતની આજ્ઞાને આરાધન કરનારા થઇ આ ભવ સમુદ્રમાં ડુબતા નથી અર્થાત્ તેને તરી જાય છે. આ પ્રમાણે વિધિપક્ષે તેની વ્યાખ્યા થાય છે. આ સર્વનો હાર્દ એવો છે કે, આપ્ત પુરૂષની આજ્ઞાને અનુસરનારી જે યોગ્ય અર્થની ક્રિયા તે વિધિ કહેવાય અને સ્વચ્છંદ અનુસારી

જે અર્થક્રિયા તે અવિધિ કહેવાય. આથી એ સિદ્ધ થયું કે, કર્માદાન વિગેરે કુવ્યાપારથી વર્જિત એવા સદ્દવ્યવહારના વિધિથીજ તે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરવી. અહિં કેટલાએક એમ કહેછે કે, શ્રાવક શિવાય બીજાને દેવાદિ દ્રવ્ય-તેનાથી અધિક કિંમતવાળું ઘરેણું ગીરો લઇ-આપીને વ્યાજવડે તેની વૃદ્ધિ કરવી યોગ્ય છે. તે વિષે સમ્યક્ત્વવૃત્તિ વિગેરે ગ્રંથોમાં સંકાશની કથામાં કહેલુ છે. વળી બીજો અહીં એવી શંકા કરે છે કે, દેવદ્રવ્યના અધિકારમાં રહેલા શ્રાવકથી દેવદ્રવ્યની વૃદ્ધિ શી રીતે કરી શકાય? કારણ કે, "भक्खंतो जिणदव्वं अनंत संसारिओ भणिओ" ( જે જિનદ્રવ્યનું ભક્ષણ કરે તે અનંત સંસારી થાય છે.) આ પ્રમાણે જાણતાં છતાં તે જો પોતાનાથી બીજાને દેવાદિદ્રવ્ય આપે તો તે બંનેને સંસાર વૃદ્ધિનું કારણ થાય છે. 'કોઇને ઝેર વિકારકારક ન થાય' એમ કહી શકાય નહીં. કારણ કે ઝેર તો સર્વનો નાશ કરનારૂંજ છે. બીજા ગ્રંથમાં આલોચનાના અધિકારમાં દેવાદિદ્રવ્યને બગાડનારા ઊંદર વિગેરેને પણ દોષોત્પત્તિ કહીછે, તો હવે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરવાની કઇ રીતિ? તે કહો. ઉપરની શંકાના સમાધાનમાં કહે છે કે, મુખ્યપણે શ્રાવકોને દેવદ્રવ્યનો વિનાશ કરવો તે દોષ છે પણ યોગ્ય કાળે વ્યાજ વિગેરે આપીને લેવું તેમાં કાંઇ વિશેષ દોષ નથી. અને વિશેષ વ્યાજ વિગેરે ઉમેરીને આપવામાં દોષનો અભાવ થાય છે. વળી તે દ્રવ્યનો નાશ કરવામાં આવે તો બોધિપણું દુર્લભ થાય, તેમજ તે દ્રવ્યની રક્ષા થાય તેવી દેશના આપવામાં જો સાધુઓ ઉપેક્ષા કરે તો તેમને પણ ભવદુઃખ થાય. એમ શાસ્ત્રમાં દર્શાવ્યું છે,

તેથી મુખ્યત્વે કરી સુજ્ઞ શ્રાવકોએ પોતે તો તેના વિષે કાંઇપણ વ્યાપાર કરવો નહીં તે સારૂં છે. અને 'કોઇકાળે પણ એ દ્રવ્યનો અલ્પ ઉપભોગ પણ ન થાય' એવું વિચારી તેને સારે સ્થાને સ્થાપી પ્રતિદિન તેની સાર-સંભાળ કરી મોટા નિધાન ( ભંડાર )ની જેમ તેનું પરિપાલન કરવામાં તેઓને કાંઇપણ દોષ લાગતો નથી, પણ તીર્થંકરનામ કર્મ બાંધવા વિગેરેનો મોટો લાભ થાય છે. આવું છતાં પણ તેઓને જે વર્જિત કહેલું છે તે નિઃશૂકપણા વિગેરે દોષના સંભવનો પરિહાર કરવાને માટેજ જાણી લેવું. 'દેવાદિદ્રવ્યના ઉપભોગથી કેવું પરિણામ આવે' એવું જે જાણતો ન હોય તેવા બીજા પરધર્મી માણસને તે વિષે નિઃશુકતાદિ થવાનો સંભવ નથી, તેથી તે દ્રવ્યની વૃદ્ધિને માટે તેવાને અધિક કિંમતવાળા ઘરેણા ઉપર વ્યાજે આપવામાં કાંઇ પણ દોષ નથી. કદિ ભાવી કાલે તે કરજદારને નિર્ધનપણા વિગેરેના આપત્તિ આવે તોપણ મૂલ ધનને તો હાનિ થવાનો અભાવ છે. અને જેમને તે દ્રવ્યના ઉપભોગમાં સશૂકપણું હોય તેવાની સાથે તો વ્યાજે આપવાનો પણ વ્યવહાર કરવો યોગ્ય નથી. કેમકે તેવાને તેથી દ્રવ્ય ભક્ષણનોજ દોષ લાગે છે.

આ પ્રકારે કદિ ઉત્તમ શ્રાવકો પણ જો પોતાની મેળે તે દ્રવ્ય ન વધારી શકે તો પછી અક્ષત, સોપારી, નૈવેદ્ય વિગેરે દેવદ્રવ્યનો વિક્રય કરવાથી ઉપજેલા દ્રવ્યની જેમ તે દ્રવ્યથી પણ જુદા જુદા યોગ્ય વ્યાપાર કરવા અને તેથી જે ધન ઉપાર્જન થાય તે સાધર્મી ભાઇઓને જણાવી દેવ દ્રવ્યમાં નાખવું, પોતાના દ્રવ્યમાં નાંખવું નહીં. કદિ જો તેમ કરવાથી દેવદ્રવ્યમાં નુકશાન થયું હોય તો તે પણ સાધર્મી-

ભાઇઓને જણાવી દેવું, કારણ તેમ કરવાથી તેનો ઉપાય થઇ શકે.

કદિ જો પૂર્વોક્ત પ્રકારે બીજાને ઘરે ઘરાણે આપતાં પણ જો તે દેવદ્રવ્ય વધવાનો સંભવ ન લાગે તો યોગ્ય વ્યાજ લઇ તેને ( સંભાળ કરનારને ) જ ઘેર અમુક મુદત ઠરાવી શ્રાવકોએ એકઠા મળીને મુકવું. અને પછી મુદત પુરી થયે શ્રાવકોએ પ્રમાદ રહિતપણે તે દ્રવ્યને બીજાને ત્યાં ફેરવી બરાબર સારવાર કરી સાવચેતીથી વધારવું.

અહીં ઉત્સર્ગ અપવાદથી ભાવના કરવી. એટલે ઉપરના કોઇપણ પ્રકારથી જો દેવદ્રવ્યની વૃદ્ધિ થઇ શકે તેમ ન હોય અને સર્વ રીતે તેનો વિનાશ થવાનો સંભવ હોય તો મોટા નિધાનની જેમ તેની રક્ષાજ કરવી યોગ્ય છે. કોઇ ઠેકાણે વૃદ્ધિ અર્થે તેને મુકવું જ નહિ. श्राद्धविधि, सम्यक्त्ववृत्ति અને प्रश्नोत्तरसंग्रह ગ્રંથને અનુસારે તેમજ वृद्धवादને અનુસારે તે દેવદ્રવ્યની વૃદ્ધિ વિધિ પુર્વક કરવી, તેમ કરવાથીજ તે ભવ્ય પ્રાણીઓને સંપૂર્ણ ફલદાયક અને યશ આપનારી થાય છે. જો અવિધિએ તે દેવદ્રવ્યની વૃદ્ધિ કરવા જાય તો મૂલસહિત ચૈત્યાદિદ્રવ્યનો વિનાશ કરે છે. નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે, “ અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય દશ વર્ષ સુધી રહે છે અને જ્યારે સોળમું વર્ષ આવે છે ત્યારે તો તે સમૂલ નાશ પામે છે.” તેમ લોકમાં પણ ખેતી, વ્યાપાર, નોકરી ભોજન, શયન, આસન, વિદ્યાસાધન, ગમન અને વંદન વિગેરે પણ જો દ્રવ્ય, ક્ષેત્ર અને કાળ વિગેરેને અનુસારે વિધિ પૂર્વક આચર્યું હોય તો તે સંપૂર્ણ ફલ આપે છે,

અવિધિથી આચર્યું હોય તો ફલ આપતું નથી. કારણ કે, તેમાં સામગ્રીનો અભાવ હોય છે. શ્રી ઉપદેશપદ વિગેરે ગ્રંથોમાં કહ્યું છે કે, આસન્નસિદ્ધિ[1] જીવોનેજ નિરંતર વિધિ પરિણામ હોય છે. વિધિનો ત્યાગ અને અવિધિ યુક્ત ભક્તિ અભવ્ય અને દૂર ભવ્ય જીવોને હોય છે. ૧. વિધિનો યોગ ધન્ય પુરુષોને થાયછે વિધિપક્ષના આરાધકને સદા ધન્ય છે,

વિધિનું બહુ માન કરનારાને પણ ધન્ય છે અને વિધિ-પક્ષને દૂષણ નહીં આપનારને પણ ધન્ય છે. ૨. શ્રદ્ધાળુ પ્રાણી વિધિયુક્તજ અનુષ્ઠાન સેવે છે. કદાચ દ્રવ્યાદિ દોષથી હણાયેલો હોવાથી બરાબર વિધિ ન કરિ શકે તોપણ પક્ષવાદ તો વિધિનોજ વહન કરે છે. ૩.

લોકનીતિમાં પણ કહેવાય છે કે, " વિધિપૂર્વક કરેલું કાર્ય સંપુર્ણ ફલની સિદ્ધિને માટે થાય છે; અને તેથી વિપ-રીતપણે કરેલું કાર્ય તુચ્છ ફલની સિદ્ધિ માટે થાય છે, જેમ કોઇ શ્રેષ્ઠીના બે પુત્રોને થયું હતું " તે કથા આ પ્ર-માણે છે—કાંચનપુર નગરમાં કોઇ શ્રેષ્ઠીને બે પુત્રો હતા તેઓ દ્રવ્યની ઇચ્છાએ કોઇ એક સિદ્ધપુરૂષને ભક્તિથી ભજતા હતા. એક વખતે તે સિદ્ધપુરૂષે પ્રસન્ન થઇ તેઓને વિધિ-સહિત પ્રભાવવાળાં તુંબીફળ આપ્યાં. અને કહ્યું કે, " આ તુંબીફલના બીજ લઇ સો વખત ખેડેલા ક્ષેત્રમાં જ્યાં સૂર્યનો તાપ ન પડતો હોય તેવા સ્થલને વિષે અમુક ન-ક્ષત્ર અને વારનાં યોગે વાવી દેવાં. જ્યારે તેની વેલ થાય ત્યારે તેમાંથી કેટલાંક બીજ લઇ લેવાં; પછી તે પત્રપુષ્પ-વાળી વેલ તે ક્ષેત્રમાં તે સ્થિતિમાંજ બાળી નાંખવી, ને ભસ્મ લઇ લેવી. તેમાંથી એક ગદીઆણા જેટલી ભસ્મ જો

---

૧ સમીપમાં—થોડા કાળમાં મોક્ષે જનાર.

ચોસઠ ગદીઆણા ભાર તાંબામાં નાંખશો તો તેટલું ઉંચી જાતનું સુવર્ણ થશે. ”—આ પ્રમાણે તે સિદ્ધના કહેવાને અંગીકાર કરી તેબંને ઘેર આવ્યા તેમાંથી એક જણે સિદ્ધના કહેવા પ્રમાણે બરાબર વિધિથી કરતાં તેને ઊંચી જાતનું સુવર્ણ થયું અને બીજાએ જરા અલ્પ વિધિ કરિ તેથી તેને રૂપું થયું એથી એમ જાણવું કે સર્વ ઠેકાણે સમ્યક્ પ્રકારે વિધિ કરવાથી પૂર્ણ ફલ મળે છે, અને નિઃશંક પણે અવિધિ કરે તો અનર્થજ ઉત્પન્નથાય છે, કહ્યું છે કે, “ જેમ ભોજન પણ અવિધિએ કર્યું હોય તો વિનાશ કરે છે અને વિધિએ કર્યું હોય તો જીવાડે છે, તેમ અવિધિએ કરેલો ધર્મ સંસાર આપે છે અને વિધિએ કરેલો ધર્મ મોક્ષ આપે છે. ” વળી “ પરદ્રવ્યનું હરણ કરીને તેનાવડે જે જિનેશ્વરની પૂજા કરે છે તે ચંદનના વૃક્ષોને બાળીને કોયલા વેચવાનો વ્યાપાર કરે છે. ” એમ સમજવું.

આ ઉપરથી એમ જાણવું નહીં કે સાંપ્રતકાળે તો ધર્મ કરવો જ નહીં પણ એટલું સમજવાનું કે, વિધિ પ્રમાણે ધર્મ કરવો અને અવિધિનો ત્યાગ કરવો. જે વિષે કહ્યું છે કે, “ અવિધિએ કર્યા કરતાં ન કરવું સારૂં—એ વચનને સર્વજ્ઞ ઉત્સૂત્ર વચન કહે છે. કારણ કે–ન કર્યાથી ગુરૂ પ્રાયશ્ચિત્ત આવે છે, અવિધિએ કરવાથી લઘુ પ્રાયશ્ચિત્ત આવે છે. ”

એટલા માટેજ સર્વ પવિત્ર ક્રિયાઓને અંતે જો કાંઇ અવિધિથી આશાતના થઇ હોય તો તે નિમિત્ત મિથ્યા દુષ્કૃત અપાયછે. મોટા વિદ્વાન્ સૂરિઓ કહે છે કે, “ અતિચારવાળી ક્રિયા પણ કરવાથી અભ્યાસવડે કાળે કરીને અતિચાર રહિત થાય છે, તે વિષે કહ્યું છે કે, જે અભ્યાસ છે તે ઘણા જન્મ સુધી શુદ્ધ સંસ્કારદ્વારા અનુસરે છે. બાહ્ય

અભ્યાસ પણ ક્રિયામાં કુશલતા આપે છે, જેમ પાણીનું ટીપું એક વખત પથ્થર ઉપર પડે તેથી, કાંઇ પથ્થર ઘસાઇને નીચા થઇ જતા નથી. અર્થાત્ બહુવારપાણી પડવાની જરૂર છે. એ તત્વાર્થ છે. ૮.

હવે વિધિવત્ શ્રાદ્ધદિનકૃત્યાદિ ગ્રંથને અનુસારે દેવાદિદ્રવ્યની ચિંતા કેવી રીતે રાખવી તે બતાવી તેનો વિધિ અને અવિધિ બતાવે છે.

समये सड्ढो चिंतइ, चेइयमाईव कुत्तियं अन्नं । उग्गाहिणी उ सययं, दव्व वुड्ढीन अन्नहा ॥ ए ॥

ભાવાર્થઃ—ઉત્તમ શ્રાવકે કોઇ સમયે ચૈત્યાદિદ્રવ્યની અને કોઇ સમયે બીજો કોઇ પુજારી વિગેરે આજીવિકાની અપૂર્ણતાથી દુઃખી હોય તેની ચિંતા રાખવી, તેમજ વળી દેવાદિદ્રવ્યની ઉઘરાણી કરવાની તો હમેશાં ચિંતા રાખવી, જો તેમ ન કરે તો તે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ થતી નથી. ૯

વિવરણ—ઉત્તમ શ્રાવકે સમયે એટલે એક બે દિવસને આંતરે અર્થાત્ કોઇ કોઇવાર પર્યાલોચના પૂર્વક સંભારવાવડે ચૈત્યાદિક વિષે ચિંતા રાખવી. અહિં આદિ શબ્દવડે ચૈત્યના પ્રદેશનું માર્જન વિગેરે જાણી લેવું. અને બીજા જે ચૈત્યની સંભાળ રાખનાર દેવ પૂજા કરનાર કે ચોકી કરનાર હોય તે જો કાંઇ દુઃખી

હાલતમાં હોય વા પોતપોતાનું કામ કરવામાં અસમર્થ હોય કે, અલ્પ આજીવિકાથી દુઃખી થતા હોય તો તેની પણ ચિંતા રાખવી. તેમજ દેવાદિદ્રવ્યની ઉઘરાણી કરવાની તો હમેશાં ચિંતા રાખ્યા કરવી. જેથી દેવાદિદ્રવ્યની અતિશય વૃદ્ધિ થાય. આ પ્રમાણે ન કરવાથી જે દોષ થાય તે કહે છે. અન્યથા એટલે જો ઉપર કહ્યા પ્રમાણે ચિંતા રાખે નહીં તો તે દ્રવ્યની વૃદ્ધિ થતી નથી. અહિં એવી ભાવના છે કે વ્યવહારથી અર્હત્ શાસનનું મૂળ દેવ ગુરૂ છે, તેથી વિવેકી શ્રાવકે પ્રથમ અવસર પ્રમાણે પરિકર સહિત ચૈત્યની ચિંતા રાખવી, તેમાં પણ જીર્ણ ચૈત્યના ઉદ્ધાર વિષે જે ચિંતા રાખવી તે વિશેષ ફલદાયક છે. તે વિષે કહ્યું છે કે, " જેણે જીર્ણ ચૈત્યનો ઉદ્ધાર કર્યો તેણે પોતાના આત્માનો ( આ સંસારમાંથી ) ઉદ્ધાર કર્યો, તેમજ તેણે પોતાના વંશનો ઉદ્ધાર કર્યો. અને તે જિનભવનની અનુમોદના કરવાથી અન્ય પણ ભવ્યજીવો ઉદ્ધારને પામ્યા. ૧. વળી ઉદ્ધારકારકે નીચગોત્ર ખપાવ્યું, ઉચ્ચગોત્ર બાંધ્યું, કુગતિનો માર્ગ બંધ કરી દીધો અને સુગતિ માર્ગને ઉપાર્જન કર્યો. ૨. વળી આ લોકમાં તેની સુકિર્ત્તિ વિસ્તાર પામી અને જિનભવનનો ઉદ્ધાર કરવાથી તેણે અન્ય ભવ્યજીવોને સત્પુરૂષોનો માર્ગ દેખાડ્યો. ૩. એ પ્રમાણે જીર્ણોદ્ધાર કરવાથી કેટલાક ભવ્યજીવો તો તેજ ભવમાં સિદ્ધિપદને પામે છે અને કેટલાક ઇંદ્રસમાન દેવ સંબંધી સુખને અનુભવીને સિદ્ધિપદને પામે છે. ૪."

એથી ચૈત્યને ચુના વિગેરેથી સુધારતા રહેવું. અને ચૈત્યના સર્વ પ્રદેશમાં વાળી ચોળી સાફ રાખવું, પૂજાની

સામગ્રી ગોઠવવી, પ્રતિમા તથા તેના પરિકરને નિર્મળ રખાવવાં, વિશેષ પૂજા દીપ વિગેરેની શોભા કરવી, અક્ષત નૈવેદ્ય વિગેરે વસ્તુનો જથ્થો રાખવો; ચંદન, કેશર, ધૂપ, ઘી વિગેરેનો સંચય કરવો; દેવાદિદ્રવ્યની ઉઘરાણી કરવી; તેવડે પ્રાપ્ત થયેલા દ્રવ્યને સારે સ્થાને રાખવું. તેની આવક જાવકનાં સ્પષ્ટ નામાં લખવાં; ઉઘરાણી કરનારા તથા આય વ્યય સ્થાનાદિની રક્ષા કરનારા માણસો રાખવા અને સાધર્મિક, ગુરૂ, જ્ઞાન તથા ધર્મશાળા વિગેરેની યોગ્ય ચિંતા કરવામાં યથાશક્તિ યત્ન કરવો. તેમજ સમૃદ્ધિવાળા શ્રાવકે તો વિમલાચળ વિગેરે મહાતીર્થની પણ રક્ષા, ઉદ્ધાર તથા કરમોચન ( કર છોડાવવો ) વિગેરે વિધિવડે સાર સંભાળ કરવી. આ પ્રમાણે કહેવાથી પ્રસંગે ચૈત્યાદિકના વૈયાવૃત્યના વિધિનો પણ નિર્ણય થયો. તેમજ એમ સિદ્ધ થયું કે દેવગુરૂ વિગેરેની ચિંતા રાખનાર પ્રાયઃશ્રાવક વિના બીજો કોઇ છેજ નહીં.

આ પ્રમાણે ચિંતા રાખતાં છતાં કદાચિત્ ચોર કે અગ્નિ વગેરેનો ઉપદ્રવથી દેવાદિદ્રવ્યનો વિનાશ થાય તો પણ તેની ચિંતા રાખનાર શ્રાવક નિર્દોષ છે. કારણ કે, અવશ્ય ભાવીભાવનો ઉપાય હોતો નથી.

ઉપર જણાવેલા ચિંતાના પ્રકારમાં ચૈત્ય સંબંધી જે ચિંતા અલ્પ સમયમાં સાધ્ય થઈ શકે તેમ હોય તે બીજી નૈષેધિકીની પહેલાં કરી લેવી, બાકીની તો યોગ્ય સમયે અવ્યાક્ષિપ્તકાળે પાછલથી કરવી એજ ગૃહસ્થપણાનો સાર છે, તે વિષે કહ્યું છે કે, " જે દેવકાર્યમાં ઉપયોગી થાય, તેજ જ્ઞાન, તેજ વિજ્ઞાન, તેજ કળા કૌશલ્ય, તેજ બુદ્ધિ અને તેજ પુરૂષાર્થ છે. "

હવે તેમાં પણ જે ઉઘરાણી કરવાની ચિંતા છે તે દેવાદિદ્રવ્યની વૃદ્ધિમાં વિશેષ ઉપયોગી છે. તેથી તે વિષે ચિંતા કરનારાએ પોતાના દ્રવ્યની જેમ તેમાં અભંગ ચિત્તે પ્રવર્ત્તવું. અન્યથા જો ઉઘરાણીના કાર્યમાં બહુ વિલંબ થાય તો દુકાલ, દેશ ભંગ કે દારિદ્ર વિગેરે આવવાનો સંભવ છે, અને જો તેમ થયું તો પછી ઘણો ઉપક્રમ કરતાં પણ તે કામ સિદ્ધ નહીં થતાં દેવાદિદ્રવ્યના વિનાશનો મોટો દોષ ઉત્પન્ન થાય છે. એવો દોષ મહેંદ્રપુરીના એક શ્રાવકને લાગ્યો હતો તે કથા નીચે પ્રમાણે—

"મહેંદ્રપુર નગરમાં અર્હત્ ચૈત્યને માટે ચંદન, ભોગ પુષ્પ અને અક્ષત વિગેરે લાવવા સારૂ તથા દેવદ્રવ્યની ઉઘરાણી કરવાની ચિંતા રાખવાને માટે સંઘે ચાર શ્રાવકોને નીમ્યા હતા, તેઓ સારી રીતે ચિંતા રાખતા હતા. એક વખતે તે ચારે શ્રાવકોમાં મુખ્ય હતો તે ઉઘરાણી કરવા વિગેરેમાં જેનાં તેનાં વિરૂદ્ધ વચનો સાંભળીને કંટાળી ગયો, તેથી તે વિષેની ચિંતા રાખવામાં તે શિથિલ થઇ ગયો, આથી કરીને મુખ્યને અનુસરીને સર્વ વ્યવહાર ચાલતો હોવાથી બીજા ત્રણ શ્રાવકો હતા તે પણ શિથિલ થઇ ગયા. આ અરસામાં અકસ્માત દેશભંગ થવાથી ઘણું દેવદ્રવ્ય વિનાશ પામી ગયું. આવી રીતે તે મુખ્ય માણસે પ્રમાદથી પોતાના છતાં બલ વીર્ય ગોપવ્યાં, તેથી તેને સાનુબંધ પાપકર્મ લાગ્યું, તેથી તેને અસંખ્ય ભવોમાં પરિભ્રમણ કરવું પડયું."

ઉપર પ્રમાણેનો અધિકાર જાણીને અવિલંબથી ઉઘરાણી કરી શ્રાવકો પાસેથી દેવાદિદ્રવ્ય ઉત્તમ શ્રાવકોએ

ઉત્સાહથી ગ્રહણ કરવું અને પોતે પણ અવિલંબે જે દેવદ્રવ્ય આપવાનું હોય તે આપી દેવું, એક ક્ષણવાર પણ રાખવું નહીં. વિવેકી પુરૂષો બીજાનું દેવું આપવામાં વિલંબ કરતા નથી તો આ દેવજ્ઞાનાદિકના દેવાને માટે કેમ વિલંબ કરે ? વળી જ્યારે જે શ્રાવકે જેટલીવાર માળાવિગેરે ધારણ કર્યું હોય ત્યારે તેટલીવાર તેટલુ બીજું પણ દેવાદિદ્રવ્ય થયું ગણાય, તો તેનાથી તે શી રીતે ઉપભોગ કરી શકાય, તેમજ તેનો લાભ પણ શી રીતે લેવાય? કારણ કે, તેમ કરવાથી પૂર્વે કહ્યા પ્રમાણે દેવાદિદ્રવ્યના ઉપભોગનો પ્રસંગ આવે. તેથી તે દેવાદિદ્રવ્ય સદ્ય અર્પણ કરવું જ યોગ્ય છે. કદિ જો કોઇ સદ્ય આપી દેવાને અશક્ત હોય તો તેણે પ્રથમથીજ પખવાડિયે કે અર્ધ પખવાડીએ આપવાનો ચોખી રીતે અવધિ કરવો, અને તે અવધિની અંદર માગ્યા વિના પોતાની મેળેજ આપી દેવું. જો દૈવયોગે અવધિનું ઉલ્લંઘન થઇ ગયું અને તેટલામાં પાપનો ઉદય થયો તો દેવદ્રવ્યના ઉપભોગનો દોષ સ્ફુટ રીતે લાગી જાય. તે પ્રમાણે "ઋષભદત્ત" નામના એક શ્રાવકને થયું હતું તેની કથા નીચે પ્રમાણે—

## ઋષભદત્તની કથા.

"મહાપુર નગરમાં ઋષભદત્ત નામે એક શ્રેષ્ઠી હતો, તે પરમ શ્રાવક હતો. એક વખતે પર્વણીનો દિવસ આવતાં તે જિન ચૈત્યમાં દર્શન કરવા ગયો, તે વખતે દેવની આગળ ધરવાને પોતાની પાસે કાંઇ દ્રવ્ય ન હતું, એટલે તેણે ઉધારે પરિધાપનિકા લઇ આગળ ધરી. ત્યાંથી ઘેર ગયા પછી બીજા ગૃહકાર્યમાં વ્યગ્ર થવાથી તે આપવાનું

ભુલી ગયો. તેવામાં દુર્દૈવયોગે તેના ઘર ઉપર ધાડ પડી, તેમાં તેનું સર્વસ્વ લુંટાઇ ગયું. છેવટે લુંટારાઓએ તે શ્રેષ્ઠીને મારી પણ નાંખ્યો. ત્યાંથી મૃત્યુ પામીને તેજ નગરમાં કોઇ નિર્દય, દરિદ્રી અને કૃપણ એવા મહિષ વાહકને ઘેર તે પાડો થઇને અવતર્યો. ત્યાં પ્રત્યેક ગૃહે લઇ જવા માટે પાણીની પખાલો વિગેરેનો ભાર વહન કરવા લાગ્યો, અને નિત્ય ઊંચી ભૂમિ ઉપર ચડવાથી, અહોરાત્ર બોજો વહન કરવાથી, ઘણી ક્ષુધા તૃષાવડે પીડિત રહેવાથી અને સદાનિર્દયપણે ચાબુક વિગેરેના ઘાતથી તે મહા વ્યથા સહન કરવા લાગ્યો. આ પ્રમાણે ચિરંકાળ સહન કરતાં એક વખતે કોઇ નવીન જિન ચૈત્ય થતું હતું તેના ગઢને માટે તે મહિષને જલ વહન કરવા લઇ જવામાં આવ્યો, ત્યાં ચૈત્યની પુજા વિગેરે જોવાથી તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, એથી તે ચૈત્ય આગલથી કોઇ રાતે ચાલ્યો નહીં. આ સમયે તેના પૂર્વ ભવના પુત્રોને તે વૃત્તાંત કોઇ જ્ઞાનીએ જણાવ્યો એટલે તેઓએ આવી દ્રવ્ય આપીને તેને મહિષવાહકની પાસેથી છોડાવ્યો, અને પૂર્વ ભવે તેણે લીધેલા દેવદ્રવ્યથી સહસ્રગણું દેવદ્રવ્ય આપીને તેને દેવઋણમાંથી મુક્ત કર્યો. પછી તે મહિષ અનશન કરીને સ્વર્ગે ગયો, અનુક્રમે મોક્ષને પણ પ્રાપ્ત થશે."

ઉપરની કથા ઉપરથી દેવદ્રવ્ય આપવામાં કે લેવામાં વિલંબ કરવો નહીં, તેમ કરવાથી દેવદ્રવ્યની વિશેષ વૃદ્ધિ થાય છે. અને પોતાને તેવો અભ્યાસ પડવાથી સાવધાનપણે તેના વિરોધી કર્મ તથા આત્મદોષનો ત્યાગ થાય છે અને પોતાના નિયમનો નિર્વાહ, અપૂર્વ ગુણની શુદ્ધિ અને વિશેષ ધર્મનું ઉપાર્જન વિગેરે ઉત્તમ ગુણોનો સ્થિરવાસ થાય છે.

જે ચૈત્યના પૂજારા વિગેરે આશ્રિત હોય તેઓને પોતપોતાના કાર્યમાં ઉત્સાહ વધે તેટલા માટે તેમની આજીવિકાની સહાયતાને માટે શ્રાવકોએ તેમને તેવીરીતે પોતાનું દ્રવ્ય આપતા રહેવું કે જેથી તેઓ પોતપોતાના કાર્યમાં પ્રમાદ રહિત થઇને પ્રવર્ત્તે. આ પ્રમાણે જો ચૈત્યાદિકની ચિંતા ન રખાય તો ચૈત્યાદિકના વિનાશ વિગેરે દોષો ઉત્પન્ન થાય. તેથી શ્રાવકોએ પ્રમાદથી પૂર્વે જણાવેલી ચિંતા છોડવી નહીં. સદ્ભક્તિ ભાવનાના ઉલ્લાસ વિગેરેનો અનુબંધ રાખ્યાં કરવો. ૯.

હવે એ દેવાદિદ્રવ્યની વૃદ્ધિમાં કેવો અધિકારી જોઇએ તેની પ્રશંસા પૂર્વક શ્રાદ્ધદિનકૃત્યની બે ગાથા વડે જણાવે છે—

नो माया नो पिया, जज्जा सरीरं नेव बाधवा ॥ पिच्छए तच्छ ठाणंमि, जच्छ अच्छं तु पिच्छए ॥ १० ॥

अगिद्धो जो उ दव्वंमि, जिणच्छं नेइ विच्छरं । एएणं सो महासत्तो, वुच्चए जिणसासणे ॥ ११ ॥

ભાવાર્થઃ—જીવ જે સ્થાને અર્થ-દ્રવ્યને જોવે છે, તે સ્થાને માતા, પિતા, ભાર્યા, શરીર, અને બાંધવને પણ જોતો નથી. અર્થાત્ જેટલે દરજ્જે દ્રવ્યને ચાહે છે તેટલે દરજ્જે માતા વિગેરેને પણ ચાહતો નથી.

જે પોતાના ઘરના દ્રવ્યમાં પણ અલુબ્ધ થઇ જિનાદિદ્રવ્યને વધારે છે, તે શ્રી જૈનશાસનમાં મહા સત્ત્વ કહેવાય છે. ૧૦-૧૧

વિવરણ—આ પ્રાણી હમેશાં અનાદિકાલથી દુર્જય એવા લોભરૂપી ગ્રહથી એવો ગ્રસ્ત થઈ ગયો છે કે પોતાના દ્રવ્યને રક્ષણ કરવું અને વધારવું વિગેરેથી પરમધ્યાન કરવા યોગ્ય માની પ્રાયઃ જે સ્થાને જેવી રીતે જોવે છે, તે સ્થાને તેવીરીતે માતા, સ્ત્રી, શરીર અને બંધુને પણ તે જોતો નથી. કેમકે તે દ્રવ્યને અર્થે પોતાના જીવિતને પણ નહીં ગણતો છતો પાપ અને અપયશના સમૂહને ઉપાર્જન કરે છે. ૧૦

આ પ્રમાણે છતાં પણ જેની મનોવૃત્તિ સંતોષરૂપસુધાધારાથી સિંચન થયેલી હોય તેવો શ્રાવક પોતાના દ્રવ્યની વૃદ્ધિ વિગેરેમાં પણ સર્વથા અલુબ્ધ થઇ શ્રી જિનાદિદ્રવ્યને સારી રીતે રક્ષણ કરી વધારે છે, તે આ કારણને લીધે, મહા સત્ત્વ કહેવાય છે. અહિં ઉપલક્ષણથી એમ પણ સમજવું કે, બીજાની પાસે વધાવરાવે અથવા અનુમોદના કરે તે પણ મહા સત્ત્વ કહેવાય છે. આનો પરમાર્થ એવો છે કે, ચરમાવર્ત્તાદિક સામગ્રીને પામીને મધ્યસ્થપણા વિગેરે મૂલ ગુણો પ્રગટ થાય છે, તેનાથી સદ્ ભક્તિરૂપ સત્ત્વોલ્લાસ પ્રવર્ત્તે છે, તેથી કરીને દેવાદિદ્રવ્યની ચિંતા સમ્યક્ પ્રકારે કરવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે, અને તેમ કરવાથી દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ થાય છે.

ઉપર પ્રમાણે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરનારા શ્રાવકે તેના ફળરૂપ દેવદ્રવ્યાદિકનો ઉપભોગ ઉચિત રીતે તજી દેવો તે નીચેની ગાથાથી બતાવે છે.

**दुविहं च देवदव्वं, जोगुवजोगोहिं तत्थ दुविहं पि। उचिएण वट्टिअव्वं, अन्नहा भत्तिभंगो य॥१२॥**

ભાવાર્થઃ—ભોગ અને ઉપભોગવડે દેવદ્રવ્ય બે પ્રકારનું છે, તે બંને પ્રકારના દેવદ્રવ્યમાં યોગ્યરીતે વર્ત્તવું, નહીં તો તેમાં ભક્તિનો ભંગ થાય છે. ૧૨.

વિવરણ—દેવદ્રવ્ય બે પ્રકારનું છે. મૂલમાં च અવ્યય મુકયો છે તેથી ગુરૂ દ્રવ્યાદિક પણ બે પ્રકારે જાણી લેવું. તે ભોગ અને ઉપભોગ એમ બે પ્રકાર સમજવા. તેમાં જે એકજવાર ભોગ કરવા યોગ્ય એવી વસ્તુ તે ભોગ નૈવેદ્ય માલા વિગેરે. અને જે વારંવાર ભોગ કરવાને યોગ્ય એવી વસ્તુ તે ઉપભોગ. આભૂષણ ઘર વિગેરે. આ બંને પ્રકારના દ્રવ્યમાં યોગ્ય રીતે વર્ત્તવું જોઇએ. એટલે વિધિ પૂર્વક તેનો વ્યાપાર કરવો જોઇએ તે ભોગોપભોગ દ્રવ્ય પોતપોતાના યોગ્ય સ્થાન જે ચૈત્યાદિ તેમાં અર્હંતની આજ્ઞા પ્રમાણે પ્રયોજી ઉપયોગમાં લેવું. જો કદિ અતિશય હર્ષનો આવેશ આવી જાય અને તેથી કરીને અયોગ્ય સ્થાને તેનો વ્યાપાર થઈ જાય તો ભક્તિભંગરૂપ દોષ પ્રાપ્ત થાય છે. આનો સાર એ છે કે, જો દેવાદિભોગ દ્રવ્ય પોતાના કાર્યમાં વાપર્યું હોય તો તે દ્રવ્યની ન્યૂનતા થવાથી સ્ફુટરીતે ખંડિતદ્રવ્યરૂપ આશાતના થાય છે. અને તેમ થવાથી તેને યોગ્ય એવા ઉપભોગનો વ્યાઘાત થતાં તેમાંથી બનતા આભુષણ વિગેરેનો અને ભક્તિ ઉલ્લાસનો ભંગ

પણ થવો સંભવે છે. જો કે ઉપભોગ દ્રવ્યમાં કહેલા દોષનો અભાવ છે પણ તેમાં આજ્ઞાનો અતિક્રમ, નિ:શૂકતા અને અવિનય વિગેરે દોષનો સંભવ છે તેથી ઉભયમાં ભક્તિનો ભંગ તો સ્ફુટરીતે જણાય છે. તેથી ઉત્તમ શ્રાવકે ભોગ અને ઉપભોગ બંને પ્રકારના દેવાદિદ્રવ્યને પોતાના કાર્યમાં વાપરવું નહીં. યોગ્ય સ્થાનેજ વાપરવું.

પોતાના ગૃહ ચૈત્યમાં ધરેલા અક્ષત, સોપારી અને નૈવેદ્યના વેચાણથી ઉત્પન્ન થયેલ પુષ્પ ભોગ વિગેરે પોતાના ગૃહ ચૈત્યમાં ન વાપરવું, તેમજ બીજા ( મુખ્ય ) ચૈત્યમાં આવીને પણ પોતાની મેળે ન ચડાવવું પણ તેની વ્યવસ્થા જણાવીને ચૈત્યના પૂજારી વિગેરેની પાસે ચડાવરાવવું જો તેનો યોગ ન હોય તો પછી સર્વની આગળ સ્ફુટરીતે તેનું સ્વરૂપ જણાવીને પોતાને હાથે ચડાવવું. નહીં તો વૃથા પોતાની લોકમાં પ્રશંસા વિગેરે થવાથી પોતાને દોષ પ્રાપ્ત થાય. ગૃહચૈત્યનું નૈવેદ્ય વિગેરે માળીને તેના માસિક પગારને બદલે અથવા પુષ્પાદિ બદલે ન આપવું પણ જો પોતાનું દ્રવ્ય આપવાનું સામર્થ્ય ન હોય તો પ્રથમથીજ નૈવેદ્ય આપવાનો ઠરાવ કરીને તેને રાખેલ હોય કે પુષ્પો લેવાનું ઠરાવ્યું હોય તો આપવામાં દોષ નથી. મુખ્યરીતે તો જે માસિક પગાર આપવાનો ઠરાવ્યો હોય તે જુદોજ આપવો. અને ગૃહચૈત્યનું નૈવેદ્ય ચોખા ઇત્યાદિ જે દ્રવ્ય હોય તે મુખ્ય દેવગૃહમાંજ મુકવું. જો એમ ન કરે તો પછી ગૃહચૈત્યના દ્રવ્યથીજ ગૃહચૈત્યની પૂજા થઈ ગણાય; પોતાના દ્રવ્યથી થયેલી ગણાય નહીં. તેમજ અનાદર તથા અવજ્ઞા વિગેરે દોષ પણ લાગે. તે યુક્ત નહીં. વળી પોતાના દેહ, ગૃહ અને કુટુંબ વિગેરેને

માટે ઘણો ખરચ કરનાર ગૃહસ્થને તો મોટા દેવગૃહમાં પણ દેવપૂજા પોતાના દ્રવ્યથીજ યથાશક્તિ કરવી પણ પોતાના ગૃહચૈત્યમાં આવેલા નૈવેદ્ય વિગેરેના વેચાણથી ઉત્પન્ન થયેલા દ્રવ્યથી કે દેવ સંબંધિ પુષ્પાદિ દ્રવ્ય આવે તેનાથી દેવપૂજા કરવી નહીં. કારણકે, તેમ કરવાથી પ્રથમ કહેલા દોષોનો સંભવ છે.

દેવગૃહમાં જે નૈવેદ્ય અક્ષત વિગેરે આવે તેની પોતાના ઘરની વસ્તુની જેમ ઊંદર વિગેરેથી સારી રીતે રક્ષા કરવી, તેમજ સારૂં મૂલ્ય ઉપજે તેવી યુક્તિવડે તેને વેચવું, જેમ તેમ મુકવું કે વેચી દેવું નહીં. તેમ કરવાથી દેવદ્રવ્યના વિનાશનો દોષ પ્રાપ્ત થાય છે. તેમાં પણ જો સ્વતઃ ચૈત્યદ્રવ્ય ઉપજે તેમ ન હોય તો તે ચૈત્ય પૂજામાં તેને વાપરવું, નહીં તો તેમ કરવું નહીં. કારણ કે જો તેવી રીતે વાપરે તો અનાદર તથા અવજ્ઞા વિગેરે દોષ ઉત્પન્ન થાય છે. આ વિષે બૃહદ્‌ભાષ્યમાં કહ્યું છે કે, “જે દ્રવ્ય ભોગથી વિનષ્ટ થયું હોય તે નિર્માલ્ય કહેવાય છે.” જે દ્રવ્ય જિન બિંબ ઉપર ચડાવ્યું સતું નિસ્તેજ અને ગંધરહિત થાય અને શોભા વગરનું દેખાવાથી ભવ્ય પ્રાણીના મનને હર્ષનું કારણ થાય તેમ ન હોય તેને બહુશ્રુતો નિર્માલ્ય કહે છે. સંઘાચાર વૃત્તિમાં પણ ભોગથી નષ્ટ થયું તેજ નિર્માલ્ય કહ્યું છે. વિચાર સાર પ્રકરણમાં તો દેવને ધરેલા અક્ષત વિગેરે પણ નિર્માલ્ય કહ્યા છે” પણ તે નિર્માલ્ય થવાને યોગ્ય નથી. કારણ કે, બીજા શાસ્ત્રમાં કે લોકમાં તેમ જોવામાં આવતું નથી. અને સંભવતું પણ નથી. કેટલાક તો તે વિષે એમ કહે છે કે, “બીજાને ભોગમાં લેવાને અયોગ્ય થવાથી સર્વ દેવાદિદ્રવ્ય નિર્માલ્ય

છે" આ વિષે તત્ત્વ કેવલિગમ્ય છે. આ નિર્માલ્ય વર્ષાદિ-ઋતુમાં કુંથવા વિગેરેથી સંસક્ત હોવાથી જુદા જુદા માણસો આક્રમણ ન કરે તેવા શુચિસ્થાનમાં છોડી દેવું. એમ કરવાથી આશાતના પણ ન થાય. સ્નાત્રજલનું પણ તેમજ કરવું. વળી નિર્માલ્ય સ્નાત્ર જળ શેષાની જેમ શાંતિજલરૂપે મસ્તકે ચડાવવું. તે વિષે "હેમચંદ્રાચાર્યકૃત વીર ચરિત્ર" માં કહ્યું છે કે, "પ્રભુના અભિષેક (સ્નાત્ર) જલને સુર, અસુર અને નાગ કુમારો વારંવાર વંદના કરે છે અને સર્વ પ્રાણીઓની ઉપર ક્ષેપન કરેછે." વળી પદ્મ (રામ) ચરિત્રના ઓગણચાલીશમા ઉદ્દેશામાં આષાઢી ચાતુર્માસીની અઠ્ઠાઇ સંબંધી વૃદ્ધસ્નાત્રના અધિકારમાં કહ્યું છે કે, "તે ન્હવણ સંબંધી જળ દશરથ રાજાએ પોતાની ભાર્યા (રાણીઓ) ને મોકલ્યું. તરૂણવયની દાસીઓ તત્કાળ લઇ ગઇ અને રાણીઓએ પોતાના મસ્તક ઉપર સિંચન કર્યું."

બૃહત્શાંતિમાં પણ લખે છે કે, "શાંતિજલ મસ્તક ઉપર ચડાવવું" પુષ્ટાલંબનમાં એટલે ખાસ જરૂરી પ્રસંગમાં પણ "જ્યારે જરાસંધે જરા મુકીને કૃષ્ણના સૈન્યને ઉપદ્રવ કર્યો ત્યારે શ્રી કૃષ્ણ વાસુદેવે ધરણેંદ્રે આપેલા શ્રી પાર્શ્વનાથના બિંબનું સ્નાત્રજલ છાંટીને પોતાના સૈન્યને સાવધાન કર્યું હતું." તેવીજ રીતે શ્રીપાલ[1] અને [2]મહીપાલને પણ બન્યું હતું.

દેવાદિસંબંધી ગૃહ, દુકાન, ક્ષેત્ર, વાડી તથા પાષાણ, ઇંટ, કાષ્ટ, વાંસ રેતી, માટી અને ચુનો વિગેરે તથા

૧ શ્રીપાળનો કુષ્ટ આદીશ્વર પ્રભુના સ્નાત્રજળથી નષ્ટ થયો.
૨ મહીપાળને કુષ્ટ સુર્ય કુંડના જળથી નષ્ટ થયો.

ચંદન, કેસર, અને ભોગપુષ્પાદિક તેમજ ચંગેરી, ધૂપીઉં, કલશ, વાસકુપિકા, ભાલપટ્ટ, મુકુટાદિક, ચામર, ચંદુઆ, ઝાલર, ભેરી વિગેરે વાદ્ય, કનાત, સરાવ, પડદા, કાંબલ, કપાટ, પાટ, પટ્ટિકા, કુંભ, ઓરસીઆ, કાજલ, જલ અને દીપક વિગેરે, તેમજ દેરાસરની ખાલ અથવા નીકે આવેલું જલ પ્રમુખ પણ પોતાના કે બીજાના કાર્યમાં વાપરવું નહીં. કારણ દેવભોગના દ્રવ્યની જેમ તેનો ઉપભોગ કરવાથી પણ દોષ લાગે છે. ચામર અને કનાત વિગેરેમાં તો મલિન થવાનો તથા તુટી ફાટી જવાનો સંભવ છે. તેથી તેમાં અધિક દોષનો સંભવ છે. વળી દેવ સંબંધી વાદ્ય પણ ગુરૂ કે સંઘની આગળ વગાડવાં નહીં. કેટલાક એમ કહે છે કે, પુષ્ટાલંબનમાં ( જરૂરી કારણમાં ) તેનો ઘણો બદલો ( નકરો ) આપીને વપરાય છે. કહ્યું છે કે "જે મૂઢ દેવ સંબંધી ચામર, છત્ર, અને કલસ વિગેરે ઉપકરણો મૂલ ( નકરો ) આપ્યા વિના પોતાના કાર્યમાં વાપરે છે તે દુઃખી થાય છે." એવી રીતે નકરો આપીને પણ પોતે વાપરતાં જો તે ભાંગી તુટી જાય તો પોતાના દ્રવ્યથી તે ઉપકરણ નવાં કરાવી આપવા. જો તેમ ન બને તો દેવસેનની માતાની જેમ તિર્યંચાદિક દુર્ગતિને પામે છે. સંપ્રદાયમાં તેનું દૃષ્ટાંત એમ અપાય છે કે, "દેવની આગલ દીપક કરી તે વડે ઘરનાં કાર્ય કરવાં નહીં, જો તેમ કરે તો તેને તિર્યંચગતિ પ્રાપ્ત થાય છે."

## દેવસેનની માતાનું દૃષ્ટાંત.

ઇંદ્રપુરનગરમાં દેવસેન નામે વ્યાપારી પોતાની

માતા સહીત રહેતો હતો તેની પાડોશમાં ધનસેન નામે એક ઊંટવાલો રહેતો હતો. અન્યદા તેના ઘરમાંથી નીકળીને એક ઊંટડી હમેશાં દેવસેનને ઘેર આવવા લાગી. ધનસેન તેને ઘણો માર મારી લઇ જાય તો પણ તે પાછી ત્યાં જઇને ઉભી રહે. પછી દેવસેન અને ધનસેનની વચ્ચે સ્નેહ હતો તેથી દેવસેને મૂલ્ય આપીને તે ઊંટડી ખરીદ કરી પોતાને ઘેર રાખી. એક વખતે દેવસેને કોઈ જ્ઞાનીને તે ઊંટડીના સ્નેહનું કારણ પુછયું, એટલે જ્ઞાની બોલ્યા કે આ ઊંટડી પૂર્વ ભવે તારી માતા હતી. એક વખતે તેણીએ જિનપૂજા માટે દીપક કર્યા અને પછી તેનાથી ઘરનાં કામ કર્યાં અને ધૂપના અંગારાથી ચુલો સળગાવ્યો તે કર્મથી આ ઊંટડી થઈ છે. આથી કરીને પુર્વભવના સંબંધને લીધે તેનો તારી ઉપર સ્નેહ થયો યોગ્ય છે. પછી તે ઊંટડી યોગ્ય પ્રાંયશ્ચિત કરીને સદ્‌ગતિને પ્રાપ્ત થઈ.

દેવદ્રવ્યની જેમ જ્ઞાન દ્રવ્ય પણ પોતાને કલ્પતું નથી. કાગલ પત્ર વિગેરે જે જ્ઞાન દ્રવ્ય છે તે જો શ્રાવકે સાધુને અર્પણ કર્યું હોય તો પછી તે પોતાના કાર્યમાં વાપરવું નહીં, તેમ અધિક બદલો આપ્યા વગર પોતાની પોથીમાં પણ મુકવું ( બાંધવું ) નહીં.

સાધારણ દ્રવ્ય પણ જો સંઘે આપ્યું હોય તોજ શ્રાવકને વાપરવું ઘટે છે, તે શિવાય નહીં. અને સંઘે પણ સાધારણ દ્રવ્ય સાત ક્ષેત્રમાંજ વાપરવું, યાચકાદિકને આપવું નહીં. હાલના વ્યવહાર પ્રમાણે તો જે ગુરૂના ન્યુંછણા વિગેરેમાં સાધારણ દ્રવ્ય આવ્યું હોય તે શ્રાવક શ્રાવિકાને આપવામાં યુક્તિ જણાતી નથી. પણ શ્રાવકો તેને શાળા વિગેરેના કાર્યમાં વાપરે છે.

વળી સાધુ સાધ્વી સંબંધી મુખવસ્ત્રિકાદિ ઉપકરણો હોય તે શ્રાવકે વાપરવાં નહીં. કારણ કે તે ગુરૂ દ્રવ્ય છે અને સ્થાપનાચાર્ય તથા જપમાલા વિગેરે પ્રાયઃ ધર્મધ્યાનની વૃદ્ધિ થવા માટે શ્રાવકને આપવાનો વ્યવહાર સાધુઓમાં પ્રવર્ત્તે છે. કારણ તે જ્ઞાનના અનિશ્રિત ઉપકરણો છે. વલી તે ગુરૂએ આપેલા અને શ્રાવકે લીધેલા અદ્યાપિ જણાય છે. જે સુવર્ણાદિ ગુરૂ દ્રવ્ય હોય તે જીર્ણોદ્ધારમાં તથા નવીન ચૈત્ય કરાવવામાં વાપરવું. જે ગુરૂની પૂજા વખતે અર્પણ કરેલું સુવર્ણાદિ દ્રવ્ય તે ગુરૂદ્રવ્ય કહેવાય છે. અહિં કોઇ શંકા કરે કે પૂર્વે એવી રીતે ગુરૂ પૂજા થતી કે નહી? અને ગુરૂ પૂજાનું દ્રવ્ય કયાં ઉપયોગી થતું? તે કહે છે. ગુરૂની પૂજા સંબંધી જે સુવર્ણાદિદ્રવ્ય તે રજોહરણાદિ ઉપકરણોની જેમ ગુરૂદ્રવ્ય નથી. કારણ કે, તેમાં ગુરૂએ પોતાની નિશ્રા કરેલી નથી. પૂર્વે કુમારપાલ રાજાએ પ્રતિદિન એકસો આઠ સુવર્ણ કમલોથી શ્રી હેમાચાર્યની પૂજા કરેલી હતી. વળી "ધર્મલાભ એવી આશીષ કહી ઊંચો હાથ કરી રહેલા સિદ્ધસેન સૂરિને રાજાએ એક કોટી દ્રવ્ય આપ્યું." આ પ્રમાણે કહેલું છે. આ અર્પણ કરેલું દ્રવ્ય અગ્ર પૂજા સંબંધી હતું. તેને સંઘે સૂરિની આજ્ઞાથી જીર્ણોદ્ધાર કરવામાં વાપર્યું હતું. અહિં તર્કકૌંડિન્ય ન્યાયથી અને ભોજ્ય ભોજકપણાના સંબંધથી રજોહરણાદિ ઔધિક ઉપધિ જેમ ગુરૂદ્રવ્ય છે તેમ તે પૂજા દ્રવ્ય ગુરૂદ્રવ્ય થતું નથી. પણ પુજ્ય અને પુજાના સંબંધવડે તે ગુરૂદ્રવ્ય થાય છે. જો એમ ન માનીએ તો શ્રાદ્ધજીત કલ્પની વૃત્તિમાં કહેલ વાતનો ઉચ્છેદ થઇ જાય. તે વિષે વધારે શું કહેવું.

વળી જીવદેવસૂરિની પૂજા અર્થે મલ્લશ્રેષ્ઠીએ અર્ધલાખ દ્રવ્ય આપ્યું હતું. સૂરિએ તે દ્રવ્યથી જિનપ્રાસાદ પ્રમુખ કરાવ્યા હતા. તેમજ ધારાનગરીમાં લઘુભોજે શ્રી શાંતિવેતાલસૂરિને બારલાખ અને સાઠ હજાર દ્રવ્ય આપ્યું હતું. તેમાંથી ગુરૂએ બારલાખ દ્રવ્ય ખર્ચાવી માળવામાં જિન ચૈત્ય કરાવ્યાં અને સાઠહજાર દ્રવ્ય ખર્ચાવી થિરાપદ્ર ( થરાદ ) નગરીમાં ચૈત્ય અને દેવકુલિકા બંધાવી હતી. તે વિષે વધારે હકીકત તેના પ્રબંધમાંથી જાણી લેવી. તેમજ સુમતિસાધુસૂરિના વારામાં મંડપાચલ દુર્ગને વિષે રહેલા શ્રી માફર નામના મલિકે શ્રાવકોના સંસર્ગથી જૈન ધર્મ અભિમુખ થઇને સુવર્ણ દ્રવ્યથી ગીતાર્થ ગુરૂની પૂજા કરી હતી, એવો વૃદ્ધવાદ સંભળાય છે. વળી બાલકનું નામ સ્થાપન કરવા વખતે શ્રાવક બાલકને લઇ ઘેરથી નીકળી ગુરૂને ઉપાશ્રયે આવે ત્યાં ગુરૂને પ્રણામ કરી નવ સુવર્ણ કે રૂપાની મુદ્રાવડે ગુરૂની નવાંગ પૂજા કરી ગૃહી ગુરૂ અને દેવની સાક્ષીએ આપેલું નામ નિવેદન કરે. પછી ગુરૂ યોગ્ય મંત્રથી વાસક્ષેપને મંત્રી ૐકારાદિન્યાસ પૂર્વક ( વાસક્ષેપ ક્ષેપન કરીને ) પોતાની સાક્ષીએ તે બાલકના નામ સ્થાપનની અનુજ્ઞા આપે. વળી " બેવાર કે ત્રણવાર અષ્ટભેદીપૂજા, સંપૂર્ણ દેવવંદન, મોટા ચૈત્યમાં પણ સર્વ બિંબોનું અર્ચન વા વંદના, સ્નાત્ર મહોત્સવ, મહાપૂજા, પ્રભાવના વિગેરે, ગુરૂને મોટી વંદના, ગુરૂની અંગપૂજા, તથા પ્રભાવના, પ્રથમ સ્વસ્તિક રચીને વ્યાખ્યાનનું શ્રવણ ઇત્યાદિ નિયમો વર્ષા ચાતુર્માસમાં વિશેષે કરીને ગ્રહણ કરવા " એ પ્રમાણે પ્રશ્નોત્તર સમુચ્ચય, આચારપ્રદીપ, આચારદિનકર, અને શ્રાદ્ધવિધિ વિગેરે ગ્રંથોમાં કહેલ છે. તે અનુસારે શ્રીજિન અને ગુરૂની અંગ તથા અગ્ર પૂજા સિદ્ધ

થાય છે અને તેમાં આવેલું દ્રવ્ય ગૌરવતા વાળા યોગ્ય સ્થાને યોજવું. જિનેશ્વરની અંગ પૂજાના સંબંધમાં યોજવું નહી.

ધર્મસ્થાનમાં વાપરવા કહેલું-પ્રતિજ્ઞા કરેલું દ્રવ્ય જુદુંજ વાપરવું, તે પોતાને કરવાના ભોજનાદિરૂપ ખર્ચમાં વાપરવું નહીં. કારણ કે તેમ કરવાથી સ્ફુટરીતે ધર્મના ધનનો ઉપભોગ કરવાનો દોષ લાગે છે. તેમ છતાં જેઓ યાત્રાદિકમાં જતાં પોતાના ભોજન ગાડી ભાડાં વિગેરેનો ખર્ચ પોતે વાપરવા ધારેલા ( માનેલા ) દ્રવ્યમાં ગણે છે તે મૂઢ લોકોની શી ગતિ થશે તે અમે જાણતા નથી. વળી પોતાના નામથી ઉજમણા વિગેરે મોટા આડંબરવડે માંડે જેથી લોકોમાં પોતાની ઘણી પ્રશંસા થાય અને તેના નિષ્ક્રય ( નકરા )નું દ્રવ્ય થોડું મુકે તે પણ સ્પષ્ટ રીતે દોષજ છે. તેમજ સામાન્ય કે વિશેષપણે બીજાએ આપેલું ધર્મસ્થાનમાં વાપરવાનું જે દ્રવ્ય હોય તેને વાપરતી વખતે તેનું નામ સ્ફુટરીતે કહી બતાવવું. એવી રીતે સમુદાયનું હોય તો તે પણ કહી બતાવવું. જો તેમ ન થાય તો પુણ્યસ્થાનમાં ચોરીનો દોષ ઉત્પન્ન થાય છે. વલી જે પિતા કે વડિલ વિગેરેના મૃત્યુસમયે તેમની પછવાડે ધર્મકાર્યમાં વાપરવા કહેવું હોય તો જ્યારે તેમને સાધ્ય હોય ત્યારે ગુરૂની તથા સંઘની સમક્ષ આ પ્રમાણે કહેવું કે હું તમારા નિમિત્તે આટલા દિવસમાં આટલું ધન વાપરીશ, તેની અનુમોદના તમારે કરવી. પછી એ દ્રવ્ય પણ સર્વ જાણે તેવી રીતે તરતમાંજ વાપરવું. આભડશ્રેષ્ઠીના પુત્રની પેઠે.



# આભડશ્રેષ્ઠિની કથા.

અણહિલપુરપાટણમાં શ્રીમાલી જ્ઞાતિનો નાગરાજ નામે કોટીધ્વજ શ્રેષ્ઠી હતો. તેને મહિલાદેવી નામે સ્ત્રી હતી. શ્રેષ્ઠી નાગરાજ વિસૂચિકાના રોગથી અચાનક મૃત્યુ પામ્યો. મહિલાદેવી તે વખતે સગર્ભા હતી છતાં તેને પુત્ર ન હતો તેથી રાજાએ તેનું સર્વ દ્રવ્ય લઇ લીધું શેઠાણી મહિલાદેવી પોતાને પાયર ધવલકપુર (ધોળકા) ગઇ. અનુક્રમે અમારી પળાવવાનો દોહદ ઉત્પન્ન થતાં પિતાએ તે પૂરો કર્યો અને તેને એક પુત્ર અવતર્યો. તેનું નામ આભડ એવું પાડયું. પાંચ વર્ષનો થયો એટલે તેને પાઠશાલામાં ભણવા મોકલ્યો ત્યાં વિદ્યાર્થીઓ તેને બાપ વગરનો કહી બોલાવવા લાગ્યા તેથી તેણે માતા પાસેથી પોતાનું વૃત્તાંત જાણી લીધું યૌવનવયને પ્રાપ્ત થતાં તે પાટણ ગયો. ત્યાં સ્વગૃહે રહી વ્યાપાર કરવા લાગ્યો. અને ભાવલદેવી નામે એક શ્રેષ્ઠીની કન્યા તે પરણ્યો, પુણ્યના ઉદયથી પૂર્વના દાટેલા નિધાનનો લાભ થતાં તે કોટીધ્વજ થયો. અનુક્રમે તેને ત્રણ પુત્ર થયા. પછી કેટલેક દિવસે તે દુષ્કર્મના ઉદયથી પાછો નિર્ધન થયો. દારિદ્રને લીધે પોતાની સ્ત્રીને પુત્રસહિત પિયર મોકલી પોતે કોઇ મણિકારની દુકાને મણિ ઘસવા માટે નોકર રહ્યો ત્યાંથી પ્રતિદિન જવ મળતાં તેને પોતાની જાતે દળી, રાંધી, ખાઇને કાળનિર્ગમન કરવા લાગ્યો. એક વખતે શ્રી હેમસૂરિની પાસે તેણે ઇચ્છા પરિમાણની બાધા ઘણા સંક્ષેપથી લેવા માંડી ત્યારે ગુરૂએ નિષેધ કર્યો એટલે તેણે નવલાખ દ્રમ (દામ) સુધી રાખવાનો સ્વીકાર કર્યો. ઉપરાંતનો ત્યાગ કર્યો તેના પ્રમાણમાં બીજી વસ્તુઓનો પણ નિયમ લીધો. તે શિવાય જો વધારે થાય તો ધર્મકાર્યમાં વાપ-

રહ્યું. અનુક્રમે મણિકારને ઘેર કામ કરતાં તેની ગાંઠે પાંચ દ્રમ થયા. એક વખતે તે પાંચ દ્રમ્મવડે તેણે ઇંદ્રનીલમણિનું કંઠાભરણ ખરીદ કરી તેને ઘસી ઉજવલ કર્યું. પછી તે ઇંદ્રનીલમણીના લક્ષ લક્ષ મૂલ્યના મણિ કર્યા. તેમ કરતાં કરતાં તે પાછો પ્રથમની જેમ મોટો ધનવાન્ થયો. પુન: તેને કુટુંબ આવી મળ્યું. તે પ્રતિદિન સાધુ મુનિરાજને ઘી ભરેલા ઘડાનું દાન, સાધર્મિકવાત્સલ્ય, દાનશાળા, મહાપૂજા, પ્રતિવર્ષ પુસ્તક લેખન, ચૈત્યોના જીર્ણોદ્ધાર અને જિનબિંબો કરાવવા વિગેરે ધર્મ કૃત્યોને કરવા લાગ્યો. તેમ કરતાં ચોરાશી વર્ષનું આયુષ્ય વ્યતિત થયું. અંતકાળે ધર્મ વહી વંચાવતાં તેમાં પોતે અઠ્ઠાણું લાખ દ્રમ્મનો વ્યય કર્યો તે સાંભળી શ્રેષ્ઠી ખેદ પામ્યો અને બોલ્યો અરે હું કેવો કૃપણ કે મેં એક કોટી ધન પણ ધર્મમાં વાપર્યું નહીં ! પછી તેના પુત્રોએ તત્કાલ દશ લાખ દ્રવ્ય વાપરી એક કોટી અને આઠ લાખ દ્રવ્ય પૂરૂં કર્યું. અને પુનઃ તેમની પાછળ આઠ લાખ દ્રવ્ય વાપરવું માન્યું. તે અનશન કરી સ્વર્ગે ગયો. જિનદાસ વિગેરે તેના પુત્રોએ કહેવા પ્રમાણે તે ધર્મધન વાપર્યું. અનુક્રમે તેઓ પણ સદ્ગતિને પામ્યા. એ પ્રમાણે જે અમારી દ્રવ્ય પ્રમુખ છે તે પણ અનિશ્રિત હોવાથી દેવાદિના ભોગમાં આવતું નથી.

જે જ્ઞાન દ્રવ્ય છે તે સ્વસ્થાને (જ્ઞાનમાં) અને દેવસ્થાને પણ ઉપયોગમાં આવે છે તે શિવાય બીજા ઉપયોગમાં આવતું નથી. વળી જે દ્રવ્યલિંગીજતિ વિગેરેનું દ્રવ્ય હોય તે અભયદાન વિગેરેમાંજ વાપરવું. ચૈત્ય પ્રમુખમાં વાપરવું નહીં કારણ કે તે અત્યંત અશુદ્ધ છે.

ઉપર પ્રમાણે દરેક પ્રસંગે સર્વત્ર ધર્મના ઉપકરણો

વાપરવામાં પણ વિવેકી શ્રાવકોએ અવિધિ આશાતનાના નિવારણમાટે વિવેક રાખવો, નહી તો પ્રાયશ્ચિત્તમાં આવી જવાય છે. તે વિષે શ્રી મહાનિશીથ સૂત્રમાં કહ્યું છે કે, " અવિધિવડે પોતાના પણ ઉત્તરિય, રજોહરણ, દાંડો વિગેરે વાપરે તો ચોથ ભક્તનું પ્રાયશ્ચિત્ત લાગે." તેથી શ્રાવકોએ ચરવલા મુહપત્તિ વિગેરે ઉપકરણો પણ વિધિથી વાપરી પાછા સ્વસ્થાને મુકવા. નહીં તો ધર્માવજ્ઞા વિગેરે દોષ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે આ બીજું વૃદ્ધિદ્વાર સવિસ્તર પણે સમાપ્ત થયું. ૨.

॥ इति द्वितीयं वृद्धिद्वारं समाप्तम् ॥

---

ઉપર પ્રમાણે ચૈત્ય દ્રવ્યાદિની વૃદ્ધિ કરતાં પણ કોઇ વખત અનાભોગાદિક કારણથી ચૈત્યદ્રવ્યાદિનો નાશ પણ થાય છે એથી પુનઃ કર્ત્તાદ્વારા મુખ્ય વૃત્તિવડે તેના ભેદ ત્રણ ગાથાથી કહે છે.

**भक्खेइ जो उविक्खेइ जिणदव्वं तु सावउ । पन्नाहीणो भवेजीवो लिप्पइ पावकम्मुणा ॥ १३ ॥**

ભાવાર્થઃ—જે શ્રાવક દેવાદિદ્રવ્યનું ભક્ષણ કરે અથવા ઉપેક્ષા કરી બીજાને ખાવા દે, અથવા તે વિષે મંદમતિપણાથી કોઇને અંગ ઉધારે ધીરે તો તે જીવ પાપકર્મથી લિપ્ત થાય છે. ૧૩.

વિવરણ—આ ગાથા સુગમ છે; તેમાં વિશેષ એટલુંજ જાણવાનું છે કે, પ્રથમ ભક્ષણ એટલે દેવદ્રવ્ય તેમજ ઉપચારથી અથવા મૂલમાં તુ શબ્દ આપેલો છે તેથી જ્ઞાન દ્રવ્ય વિગેરેને ખાઇ જઈ પોતાની આજીવિકા કરવી તે, બીજું તેની ઉપેક્ષા એટલે તે પ્રમાણે બીજો માણસ ખાઈ જતો હોય તેને પોતાની શક્તિ છતાં તેમ કરતાં વારવો નહીં તે, ત્રીજું પ્રજ્ઞાહીનત્વ એટલે કોઈને અંગ ઉધારે દેવદ્રવ્યાદિ આપે અથવા અલ્પ બુદ્ધિપણાથી કાર્યની સિદ્ધિ થોડે કે ઘણે દ્રવ્યે થશે તે જાણે નહીં તેથી દ્રવ્યનો ખર્ચ કરવામાં અવિચારીપણું કરે અથવા નામું લેખું ખોટું માંડાવે, તેમાં ભૂલ કરે તે. ૧૩.

चेइयदव्वं साहारणं च जो दूहइ मोहियमइउ। धम्मं च सो न याणइ अहवा बद्धाउ उ नरए ॥ १४ ॥

भावार्थः—જે શ્રાવક ચૈત્ય દ્રવ્ય સાધારણ દ્રવ્ય તથા જ્ઞાન દ્રવ્યાદિનો મોહ બુદ્ધિથી ઉપભોગ કરે વા ચોરી લે, તો તે ધર્મને જાણતો નથી એમ સમજવું અથવા તેણે નારકીનું આયુષ્ય બાંધેલ છે, એમ સમજવું. ૧૪.

વિવરણઃ—ચૈત્ય દ્રવ્ય સાધારણ દ્રવ્ય તેમજ च શબ્દ છે તેથી જ્ઞાન દ્રવ્યાદિ દ્રવ્ય તેને એટલે તેના વ્યાજ વ્યવહાર વિગેરેથી ઉપજેલા દ્રવ્યને પોતે ખાઇ જાય અથવા ચોરી જાય અહિં વ્યાજમાંથી ઉપજેલો લાભ તે સેંકડે ચાર કે

પાંચ ટકા પ્રમાણે વધારો થાય તેવો નિર્ણય કરી તે ધન લેવું તેથી અધિક લેવું નહીં; કારણ કે તે પરકીય દ્રવ્ય છે. તે વિષે કહ્યું છે કે, "સો રૂપીએ ચાર કે પાંચ ટકા વધે તેટલુંજ દ્રવ્ય લેવું" "વ્યાજમાં બમણું અને વ્યાપારમાં ચોગણું દ્રવ્ય થાય" એ રીતિ પ્રમાણે દ્રવ્ય લેવું. તેમજ જે ગણી શકાય કે ધારણ કરી શકાય ઇત્યાદિ પ્રકારની વસ્તુઓનું હોય. અહિં आदि શબ્દનું ગ્રહણ છે તેથી તદ્દગત અનેક વસ્તુ વ્યાપારના ભેદનું ગ્રહણ કરી લેવું. તે વસ્તુઓનો કોઇ કારણથી ક્ષય થઇ જવાથી અનુક્રમવડે પ્રાપ્ત થયેલો જે વૃદ્ધિરૂપ યોગ્ય ઉત્કર્ષ તેને મુકી વધારાનું દ્રવ્ય ગ્રહણ કરવું નહીં. અર્થાત્ કોઇ કારણથી ગામમાંથી યા દેશમાંથી સોપારી પ્રમુખ દ્રવ્યનો ક્ષય થાય તેથી દેવાદિ સંબંધી તે વસ્તુ ખપી જાય અને તેથી બમણો તમણો લાભ થાય તો તેને શુદ્ધ હૃદયથી ગ્રહણ કરવો, પણ એમ ચિંતવવું નહીં કે, આ સોપારી વિગેરે દ્રવ્યનો ક્ષય થયો તે સારૂં થયું; તેમજ કાંઇ પડી રહેલું હોય તો તે પારકું જાણ્યા છતાં ગ્રહણ કરવુ નહીં, અર્થાત્ વ્યાજ વાહિવટ વિગેરેથી અને ક્રય વિક્રયાદિકથી દેશકાળની અપેક્ષાએ જે શિષ્ટજનોએ અનિંદિત લાભ મલે તેજ ગ્રહણ કરવો. એજ તેનો ભાવાર્થ છે. પ્રતિક્રમણ સૂત્રની વૃત્તિમાં ત્રીજા વ્રતના પાંચ અતિચારના અધિકારમાં એ પ્રમાણેજ જણાવેલું છે. એમ છતાં પણ જો અધિક ગ્રહણ કરે તો સદ્ વ્યવહારનો ભંગ પ્રાપ્ત થાય એમ સમજવું. ૧૪.

आयाणं जो भंजइ, पडिवन्नधणं न देइ देवस्स। गरहंतं चोविक्खइ, सो विहु

परिब्भमइ संसारे ॥ १५ ॥

ભાવાર્થઃ—જે દેવાદિસંબંધી ભાડું[1] ભાંગે, જે પર્યુ-ષણ વિગેરે પર્વમાં ચૈત્યાદિ સ્થાનમાં આપવા પ્રતિજ્ઞા કરેલું ધન આપે નહીં, અને જે ઈર્ષ્યાદિકથી દૂષિત કરતા એવા કોઇ અવિનીતના વચનથી માની થઇ દેવાદિદ્રવ્યની ઉપેક્ષા કરે તે પણ નિશ્ચે આ સંસારને વિષે પરિભ્રમણ કરે છે. ૧૫.

વિવરણ—એટલે દેવાદિસંબંધી ભાડું, તેને તૃષ્ણારૂપ ગ્રહથી ગ્રસ્ત થઇ જે ભાંગી નાખે તે, તેમજ પર્યુષણાદિ પર્વમાં ચૈત્યાદિસ્થાને આપવાને પ્રતિજ્ઞા કરેલા દ્રવ્યને જે આપે નહી તે, અને ઈર્ષ્યાદિકને લીધે દુર્વાકય બોલી દૂષિત કરતા એવા અવિનીતને જે ઉપેક્ષા કરે એટલે કદા-ચિત્ તેવા દુર્જનના દુર્વાકય સાંભળી મહેંદ્રપુરના શ્રાવકની જેમ માની થઇને અથવા કાયર થઇને દેવાદિદ્રવ્યની રક્ષા કરવામાં શક્તિમાન્ છતાં પણ જે ઉદાસી થઇને ઉપેક્ષા કરે તે આ સંસારમાં ભમે છે. ઉપેક્ષા કરવાના સંબંધમાં કહ્યું છે કે, “ધર્મના કાર્યમાં ઉદાસી થઇ રહેવું તે મોટું પાપ છે.” ૧૫

હવે સાધુની અપેક્ષા થયેલા ભેદ કહે છે.

चेइयदव्वविणासे तद्दव्वविणासणे दुवि-हब्भेए। साहू उविक्खमाणो अणंतसंसा रिउ होइ ॥ १६ ॥

---

૧ કર અથવા લાગો.

ભાવાર્થઃ—ચૈત્યદ્રવ્ય ( સુવર્ણાદિ )ના વિનાશને વિષે અને બે પ્રકારની તે ચૈત્ય દ્રવ્યવડે પ્રાપ્ત થયેલ વસ્તુઓના વિનાશને વિષે જો સાધુ પણ ઉપેક્ષા કરે તો તે અનંત સંસારી થાય છે. ૧૬.

વિવરણ—ચૈત્ય દ્રવ્ય જે સુવર્ણ વિગેરે તેનો વિનાશ એટલે ભક્ષણાદિવડે ઓછું કરવાથી હાનિ કરવી અથવા વિધ્વંસ કરવો તે અને તે ચૈત્ય દ્રવ્યવડે પ્રાપ્ત કરેલું દ્રવ્ય જે કાષ્ટ, પાષાણ ઇંટ વિગેરે તેનો પણ જે નાશ કરવો તે. તે દ્રવ્ય યોગ્ય અને અતીત ભાવ એવા બે ભેદવાળું છે. યોગ્ય એટલે જે નવું લાવવામાં આવ્યું હોય અર્થાત્ ચૈત્યપણે પરિણામ પામવાનું તે અને બીજું અતીત ભાવ એટલે જે ચૈત્યાદિકમાં લાગેલું ઉખડી ગયું હોય અર્થાત ચૈત્યપણે પરિણામ પામેલું હોય તે. અથવા મૂલ અને ઉત્તર એવા બે ભેદથી બે પ્રકારે છે. તેમાં મૂળ તે સ્તંભ-કુંભી વિગેરે અને ઉત્તર તે ઉપરનું માળણ વિગેરે. અથવા સ્વપક્ષ અને પરપક્ષથી કરેલા ભેદવડે બે પ્રકારનું છે. એવી રીતે તેના અનેક રીતે બે ભેદ થઇ શકે છે. અહિં અપિ શબ્દનો અધ્યાહાર હોવાથી એવો અર્થ થાય છે કે શ્રાવકની વાત તો એક તરફ રહી પણ સર્વ સાવદ્ય કર્મથી વિરત એવા સાધુ પણ જો તે દેવદ્રવ્યાદિના વિનાશમાં ઉદાસિપણું રાખે એટલે કે દ્રવ્યાદિનો બગાડ થતો હોય તેને દેશનાદિકવડે નિવારે નહીં તો તે અનંત સંસારી થાયછે. અર્થાત્ એવી રીતે નાશ પામતા ચૈત્યાદિ દ્રવ્યની સાધુએ પણ સર્વથા ઉપેક્ષા કરવી નહીં. આ સર્વનો ભાવાર્થ એવો છે કે કારણ ભેદથી ચૈત્ય દ્રવ્ય ઉપકારક અને ઉપાદાન એવા બે ભેદવાળું છે. તેમાં પેહેલું ઉપકારક દ્રવ્ય

તે ધન વિગેરે અને બીજું ઉપાદાન દ્રવ્ય તે યોગ્ય દ્રવ્ય તે બંનેના ભક્ષણાદિ ભેદવડે સાત સાત ભેદ થાય છે. તે પ્રત્યેકના પણ સ્વપક્ષ અને પરપક્ષવડે બે બે ભેદ થાય છે. એવી રીતે એકંદર ચૈત્યદ્રવ્યનો અઠ્યાવિશ પ્રકારે વિનાશ જાણવો. એવી રીતે જ્ઞાન દ્રવ્યની પણ ભાવના કરવી. સાધારણ વિગેરે દ્રવ્યતો ઉચિત રીતે ઉપષ્ટંભકારક જ હોવાથી તેના ઉપકારકને ઉપાદાન એવા બે ભેદ થતા નથી તેથી સાધારણ દ્રવ્ય અને ધર્મ દ્રવ્યનો વિનાશ ચૌદ ભેદે થાય છે.

હવે ઉપર કહેલી બાબતને અનુસરીને વિનાશકપણે રહેલા સ્વપક્ષ અને પરપક્ષરૂપ બે ભેદનું નિરૂપણ કરે છે.

**रागाईदोसदुट्ठो, जिणेहिं भणिओ विणासगो दुविहो। देवाइदव्वपणगे, सपक्खपरपक्खभेएणं ॥ १७ ॥**

ભાવાર્થઃ—શ્રીજિનેશ્વર ભગવંતે રાગાદિદોષોથી દુષિત એવો દેવાદિ પાંચ પ્રકારના દ્રવ્યનો વિનાશક સ્વપક્ષ અને પરપક્ષ એવા ભેદથી બે પ્રકારનો કહેલો છે. ૧૭.

વિવરણઃ—આ ગાથાનો અર્થ સુગમ છે. તેમાં વિશેષ જાણવાનું એટલું જ કે, રાગાદિદોષવડે દૂષિત એટલે રાગ તે દૃષ્ટિરાગ વિગેરે. आदि શબ્દનું ગ્રહણ છે તેથી દ્વેષ, લોભ, આકુટ્ટિ, વિભ્રમ, અનાભોગ, સંશય, સહસાત્કાર અને અ-

પેક્ષા બુદ્ધિ વિગેરે લેવા, એટલે આદિ શબ્દથી દ્વેષાદિ બતાવેલા દોષોવડે દૂષિત પણ ગ્રહણ કરવા. તેની યોગ્યતા બતાવવાને માટે આ હેતુ ગર્ભિત વિશેષણ છે. અહિં સ્વપક્ષના વિનાશકમાં સાધર્મિક વર્ગ શ્રાવક વિગેરે[1] સમજવા અને પરપક્ષ વિનાશકમાં અન્ય મતી વર્ગ પાખંડી વિગેરે સમજવા. ૧૭.

અહિં કોઇ શંકા કરે છે કે—

**चोएइ चेइयाणं, खित्तहिरण्णेअ गामगोवाइ। लग्गंतस्स य जइणो, तिगरणसोही कहं तु भवे ॥ १८ ॥**

भावार्थः—જે સાધુ ચૈત્ય સંબંધી ક્ષેત્ર, હિરણ્ય, ગામ અને ગોપ વિગેરેની જો ચિંતા રાખે તો ત્રણ પ્રકારે સંયમને ધારણ કરનારા સાધુને ત્રિકરણ શુદ્ધિ કેવી રીતે થાય ? ૧૮.

વિવરણ—જે સાધુ ચૈત્યાદિ સંબંધી ધન વિગેરેને વધારનારા ક્ષેત્રો, સુવર્ણ, ગામ, ઘર, દુકાન અને ગોપ વિગેરેને ગ્રહણ કરવા કે તપાસવા વિગેરેના કામની જો ચિંતા રાખે તો મન વચન કાયાથી સંયમને ધરનારા

---

૧ શ્રાદ્ધાદિ પાસે ટીકામાં ૧૦ નો અંક છે તેથી ૪ પ્રકારનો સંઘ, ૫ પ્રકારના પાસથ્થા વિગેરે અને ૧ નિન્હવ એમ સ્વપક્ષ વિનાશક દશ પ્રકારના સમજવા. પરપક્ષ વિનાશક ૧૨ મિશ્ર ૪ વર્ણને ૧ કુલિંગી એમ સત્તર પ્રકારે સમજવા.

તે સાધુને ત્રિકરણશુદ્ધિ[1] શી રીતે થાય ? અર્થાત્ ન થાય કારણ કે તેમ કરવાથી અંગીકાર કરેલા વ્રતનો ભંગ થવા સંભવ છે. ૧૮.

બે ગાથાથી ઉપરની શંકાનો ઉત્તર આપે છે.

जन्नइ इछ विन्नासा, जो एआइं सयं विमग्गिजा । तस्स न होइ विसोही, अह कोइ हरिज्ज एआइं ॥ १ए ॥

तछ करेइ उवेहं, जा जणियाउ तिगरणविसोही । साय न होइअजत्ती, तस्सा तम्हा निवारिज्जा ॥ २० ॥

भावार्थः—આ વિષે વિકલ્પ છે. એટલે સાધુને તેમ કરતાં ત્રીકરણ શુદ્ધિ થાય અને ન પણ થાય. જો સાધુ દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરવા માટે પોતે માગે તો તે સાધુને વિશુદ્ધિ થતી નથી. અને જો કોઇ તે દેવાદિદ્રવ્યનો વિનાશ કરતું હોય. તેની જો સાધુ ઉપેક્ષા કરે તો જે ત્રિકરણની શુદ્ધિ પુર્વે કહેવામાં આવી છે તે થતી નથી. તેમજ દેવગુરૂ વિગેરેની ભક્તિ પણ રહેતી નથી. તે માટે સાધુએ દેવદ્ર-

---

૧ મન વચન કાયાવડે આશ્રવ કરૂં નહીં, કરાવું નહીં, અનુમોદું નહીં એ ત્રિકરણ સમજવું.

વ્યની હાનિને કરનાર અવિનીત પુરૂષને નિવારવો. ૧૯–૨૦.

વિવરણઃ—આ અધિકારમાં વિકલ્પ કહેવાય છે. એટલે સાધુને ત્રિકરણ શુદ્ધિ થાય અને ન પણ થાય. તેમાં પ્રથમ ઉત્સર્ગથી વિશુદ્ધિનો અસંભવ બતાવે છે. જે સાધુ દેવાદિધનની વૃદ્ધિનો સંભવ જણાવાથી રાજ્ય અને મંત્રી વિગેરેને પ્રાર્થના પૂર્વક કહી ઉપર કહેલા ધનાદિવૃદ્ધિના સ્થાનને ચિંતવે અર્થાત ગ્રહણ કરવા વિગેરે વિધિવડે તેમની પાસેથી નવું દ્રવ્ય મેળવે તે સાધુને ત્રિકરણની વિશુદ્ધિ થતી નથી કારણ કે યોગ્ય સમય વગર રાજા વિગેરેને જણાવવાથી તેમને પરિતાપાદિ થતાં ઉલટો દેવદ્રવ્યાદિની વૃદ્ધિ કરવામાં તેમના ઉત્સાહનો ભંગ થવાનો સંભવ છે. અને વળી આજ્ઞાનું ઉલ્લંઘન થવાથી પણ તેમ થવા સંભવ છે. તેથી સ્ફુટ રીતે તારા કહ્યા પ્રમાણે સાધુને દોષ લાગવાનો અવકાશ છે. હવે વિશુદ્ધિનો સંભવ બતાવે છે. જો કોઇ દેવદ્રવ્યાદિકનો વિનાશ કરતો હોય તેમાં જે સાધુ ઉપેક્ષા કરે, તેને જે ત્રિકરણ શુદ્ધિ કહેલી છે તે ન થાય. તેમજ च શબ્દનું ગ્રહણ છે તેથી ભક્તિ પણ ન થાય, કારણ કે તેમ થવાથી આજ્ઞા, હર્ષ અને ઉત્સાહનો ભંગ થવાથી પાપાનુબંધ વૃદ્ધિ પામે છે. તે માટે સાધુએ તેમ કરતા એવા અવિનીત પુરૂષને સર્વ શક્તિથી નિવારવો, એથી, કોઇ ભદ્રક વિગેરેએ પૂર્વે આપેલું વા બીજું જે કાંઇ જિનાદિ મૂલદ્રવ્ય લોપાતુ હોય તેને હરકોઇ રીતે રક્ષણ કરનારા મુનિને અંગીકાર કરેલા વ્રતની હાનિ થતી નથી પણ ઉલટી ધર્મની પુષ્ટીજ થાય છે. કારણ કે તેમ કરવાથી સાધુને શ્રી જિનેશ્વર

**ભગવંતની આજ્ઞાના આરાધન વિગેરેનો લાભ થાય છે. તે વિષે શ્રી નિશીથ સુત્રના ભાષ્યમાં અગ્યારમા ઉદ્દેશામાં કહ્યું છે કે,—**

"હવે રાજા સંબંધી કાર્ય માટે શું કરવું તેની વિચારણા કરે છે. ચૈત્યને અર્થે, તેના દ્રવ્યનો વિનાશ થતો હોય તો તે અટકાવવાને અર્થે, સાધુ સાધ્વીને અર્થે, અથવા બીજા કોઇપણ કાર્ય માટે-કે જે કાર્ય રાજાને આધિન હોય. પણ રાજા તે કાર્ય પોતાથીજ અથવા કોઇના ભરમાવ્યાથી કરતો ન હોય ત્યારે તેના મનને. આકર્ષવા માટે જળાશયને કિનારે જઇને મુનિ આતાપના લેય. તે જળાશયનો કિનારો એવો હોવો જોઇએ કે જે રાજાની નજરે પડે તેમ હોય અથવા તેનો ઉભા રહેવાનો કે નીકળવાનો માર્ગ હોય. ત્યાં ધૈર્ય અને સંઘયણ બંને પ્રકારે દૃઢ એવા મુનિ સસહાયપણે આતાપના લેય. તેમાં પણ પશુઓને પાણી પીવા માટે ઉતરવાની જગ્યા અને મનુષ્યોને સ્નાનાદિ કરવા માટે ઉપભોગમાં લેવાની જગ્યા વર્જીને ઉભા રહે. પછી એવા મહાતપસ્વીને જોવાને રાજાની ઇચ્છા થાય. એટલે રાજા ત્યાં આવીને પુછે કે "હે મુનિ! તમે શા માટે આતાપના લ્યો છો? હું તમારૂં કામ હોય તે કરી આપું, ભોગ સામગ્રી આપું અથવા તમારે જે અર્થ હોય તેને માટે વર આપું, અંગીકાર કરો." ત્યારે સાધુ કહે કે "મારે વરદાન લેવા સાથે કાર્ય નથી, આ સંઘનું કાર્ય છે તે કરી આપો." પછી રાજા તે કબુલ કરે એટલે તે કાર્ય થઇ જાય. ઇતિ."

પુષ્ટાલંબનમાં તો એમ છે કે જેમ બોજો ઉપાડનાર માણસ શરીરને ટેકો આપવા માટે પોતાને માથેથી બોજો

ઉતારી દે તેમ સાધુ જિનશાસનના ઉપકારને માટે શ્રુત વ્યવહારમાં નિષિદ્ધ કરેલું કાર્ય પણ અર્હંતની આજ્ઞાને અનુસારે આચરે તો તે નિશ્ચયે મહા નિર્જરાને કરનારૂં થાય છે. જે પ્રમાણે શ્રીકાલિકસૂરિ, શ્રી ભદ્રબાહુ સ્વામી, શ્રીવજ્રસ્વામી, શ્રીહેમસૂરિ, શ્રીમલ્લવાદીસૂરિ, શ્રીવિષ્ણુકુમાર અને શ્રી ધર્મઘોષ મુનિ વિગેરેને થયેલું હતું. શ્રી સંદેહ-દોલાવલીની વૃત્તિમાં કહ્યું છે કે, "એવી રીતે અઢાર પાપસ્થાનકોમાં પ્રવર્ત્તેલા પણ સાધુને જો જિનાજ્ઞાથી નિરપેક્ષપણું હોય તો અધર્મ થાય. તે શિવાય અધર્મ ન થાય. કેમકે, અર્હંત શાસનના પ્રતિપક્ષી એવા ગર્દભિલ્લ રાજાના વંશ વિગેરેનો ઉચ્છેદ કરનારા પણ શ્રીકાલિકા-ચાર્ય વિગેરેનું ચારિત્ર નિષ્કલંક કહેવાય છે." વળી શ્રી-પ્રજ્ઞાપના સૂત્રમાં ભાષાપદમાં કહ્યું છે કે ઉપયોગમાં વ-ર્ત્તતા સતા ચારે પ્રકારની ભાષાને બોલતા આરાધક થાય છે. તેની ટીકા આ પ્રમાણે છે કે, "જિનશાસનની ઉ-ડ્ડાહ ટાલવાને માટે સાધુ જો અસત્ય ભાષા બોલે તથાપિ તે આરાધક છે." તેમજ શ્રી ઉપાસક દશાંગસૂત્રમાં પણ ગુરુનિગ્ગહેણં એ પદની વ્યાખ્યામાં કહ્યું છે કે, ચૈત્યાદિ-કની રક્ષાને માટે સાધુ જો તેના પ્રતિપક્ષીનો નિગ્રહ કરે તો તેથી તેના નિયમનો ભંગ થતો નથી. વળી શ્રી આ-વશ્યકસૂત્રમાં પ્રત્યાખ્યાન અધ્યયનમાં મહત્તરાગારેણં પદ પણ એજ અર્થ માટે કહેલ છે. ઇત્યાદિ પ્રકારવડે સુનક્ષત્ર અને સર્વાનુભૂતિમુનિની જેમ શાસનની આશાતના નિ-વારવાને માટે પોતાના જીવિતનો નાશ કરીને પણ શાસ-નનો ઉપકાર કરવો. તે વિષે વધારે શું કહેવું. એમ કહે-વાવડે જેઓ ઉત્સર્ગનેજ માર્ગપણું કહે છે અને અપવાદ પક્ષને સ્વચ્છંદી કહે છે તેઓને પણ પરાસ્ત કરવામાં

આવ્યા. આ પ્રમાણે બે ગાથાનો અર્થ છે. અહીં ત્રીજું દ્વાર સમાપ્ત થયું. ૧૯-૨૦

હવે પૂર્વે કહેલા પ્રમાણે દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરનારને લૌકિકફલ પણ પ્રાપ્ત થાય છે, એ દર્શાવે છે.

**एवं नाऊण जे दव्वं वुड्ढिं निंति सुसावया। ताणं रिद्धी पवड्ढइ, कित्ती सुक्खं बलं तहा ॥ २१ ॥**

**पुत्ताय हुंति से भत्ता, सोंडीरा बुद्धि संजुआ । सव्वलक्खणसंपुन्ना, सुसीला जणसंमया ॥ २२ ॥ ( युग्मं )**

ભાવાર્થઃ—જે ઉત્તમ શ્રાવકો ઉપર પ્રમાણે વૃદ્ધિનો વિધિ જાણીને દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરે છે. તેઓને સમૃદ્ધિ, કીર્તિ, સુખ, અને બલ પ્રવર્દ્ધમાન થાય છે. વળી ભક્તિવાન્, શૂરવીર, બુદ્ધિ સંયુક્ત, સર્વ લક્ષણ વડે સંપૂર્ણ, સુશીલ તેમજ લોક સંમત પુત્રો થાય છે. ૨૧-૨૨.

વિવરણઃ—જે ઉત્તમ શ્રાવકો એવીરીતે પૂર્વોક્ત પ્રકારે વૃદ્ધિ કરવાનો વિધિ જાણી પાંચ પ્રકારના દ્રવ્યની વૃદ્ધિ પમાડે છે તેઓ અંતરાય કર્મ વિગેરેના ક્ષયોપશમ વિગેરેથી ઋદ્ધિ એટલે પુણ્યાનુબંધી વૈભવ, માનસિક અને શારીરિક સુખ. પરોપકાર વિગેરેમાં સમર્થ એવું શારી-

રિક બલ, અને ( મૂળ ગાથામાં કહ્યા છે તેવા ) પુત્રાદિ કુટુંબની સંપત્તિ, ઉપલક્ષણથી તેવી સંતતિની વૃદ્ધિ, વાંછિત સુખની પ્રાપ્તિ, ઊંચ કુલમાં જન્મ, સર્વત્ર સત્કાર સન્માનાદિ પૂજાનો ઉત્કર્ષ, ઉદારતા, ગાંભીર્ય, વિવેકીપણું, દુર્ગતિનો વિચ્છેદ, આરોગ્ય, સદા આયુષ્યનું પ્રવર્દ્ધન, રૂપસંપત્તિ, સૌભાગ્ય, અને ધર્મસાધન લબ્ધિ ઇત્યાદિ બાહ્ય ( લૌકિક ) ફલને અનુબંધપણાથી અનુભવે છે, પ્રાપ્ત કરે છે. આ બંને ગાથાનો ભાવાર્થ છે. ૨૧-૨૨.

હવે દેવદ્રવ્યાદિના વૃદ્ધિ કરનારને લોકોત્તર ફળ દર્શાવે છે.

जिणपवयणवुड्ढिकरं, पभावगं नाण दंसण गुणाणं । वुड्ढंतो जिणदव्वं, तित्थयरत्तं लहइ जीवो ॥ २३ ॥

जिणपवयणवुड्ढिकरं, पभावगं नाण-दंसणगुणाणं । रक्खंतो जिणदव्वं, परित्त संसारिओ होइ ॥ २४॥ ( युग्मम् )

भावार्थः—શ્રીજિન પ્રવચનને વૃદ્ધિ કરનાર, અને જ્ઞાન દર્શનાદિ ગુણોની પ્રભાવના કરનાર જિનદ્રવ્ય ( દેવાદિદ્રવ્ય ) ને વધારનારા ભવ્યજીવો તીર્થંકર પણાને પામે છે. તેમજ જિન પ્રવચનને વ-

**ધારનાર અને જ્ઞાન દર્શનાદિ ગુણોની પ્રભાવના કરનાર દેવાદિદ્રવ્યના રક્ષણ કરનારા ભવ્ય જીવો પરિત્ત સંસારી થાય છે. ૨૩-૨૫.**

વિવરણઃ—જો દેવાદિદ્રવ્ય હોય તો તેનાથી પ્રતિદિન ચૈત્યાદિકને સમારવા, મહાપૂજા, સત્કાર, સન્માન અને અવલંબન ભુત કાર્ય વિગેરે થવાનો સંભવ છે; અને તેથી તેમાં પ્રાયઃ મુનિઓનું આવવું, અને તેમની દેશનાના શ્રવણ વિગેરેથી જિન પ્રવચનની વૃદ્ધિ અને જ્ઞાનાદિકની પ્રભાવના પણ થાય છે. એરીતે હોવાથી તે દેવાદિદ્રવ્યને વધારનારા પુરૂષોને અર્હત પ્રવચનની અતિશય ભક્તિ પ્રાપ્ત થવાથી પરંપરાએ જગતના લોકોનું ઉપકારીપણું પણ પ્રાપ્ત થવાથી, તેમજ અપ્રમાદીપણે સમ્યક્ ધર્મ તીર્થના આરાધકપણાથી સાગરશ્રેષ્ઠીની જેમ સંસારને ઉચ્છેદ કરનાર તેમજ પુણ્યની પરીસીમાને પ્રાપ્ત એવા અર્હતપદનો લાભ પણ સુલભ થાય છે. તે સાગરશ્રેષ્ઠીની કથા આ પ્રમાણે છે.

## સાગરશ્રેષ્ટીની કથા.

સાકેતપુર નામના નગરમાં સાગર નામે એક શ્રેષ્ઠી રહેતો હતો, તે પરમ શ્રાવક હતો, તેને ઉત્તમ શ્રાવક જાણી ત્યાંના સર્વ શ્રાવકોએ મળી તેને ચૈત્ય દ્રવ્યની સંભાળ રાખવાનો અધિકાર સોંપ્યો. વળી કહ્યું કે, ‘ચૈત્યમાં કામ કરનારા સુતાર વિગેરેને ભોજન કે માસિક પગાર વિગેરે જે આપવાનું હોય તે સંબંધી ચિંતા પણ તમારે કરવી. તે પ્રમાણે કરતાં તે સાગરશ્રેષ્ઠી દુષ્કૃત્યના યોગે લોભાર્ત્ત થઇ ગયો, એથી તે ચૈત્યની કામગીરી કરનારા સુતાર વિગેરેને

રોકડું દ્રવ્ય આપતો નહીં, પણ તે ચૈત્ય દ્રવ્યથી ધાન્ય, ગોળ, તેલ, ઘી અને વસ્ત્ર વિગેરે સોંઘા પડતા ખરીદ કરી, તેઓને મોંઘે ભાવે આપતો અને તેમાં રહેતો લાભ પોતે લઈ લેતો હતો. એમ કરતાં એક રૂપીઆનો એંશીમો ભાગ કાકણી કહેવાય છે તેવી એક હજાર કાકણી તેણે લોભથી એકઠી કરી. પછી એ ઉપાર્જેલા કર્મની આલોચના કર્યા વગર તે મૃત્યુ પામ્યો ત્યાંથી તે સિંધુ નદીને તીરે આવેલા સંપ્રદાગથલ નામના પર્વતમાં જલમાનુષ થઇને અવતર્યો ત્યાં જાતિવંત રત્નોને ગ્રહણ કરવાને ઇચ્છતા પુરૂષોએ સમુદ્રની અંદર રહેલા જલચર પ્રાણીઓનો ઉપદ્રવ નિવારવા સમર્થ એવી તેના શરીરમાં રહેલી અંડગોળીઓ લેવાને યોજેલી વજ્રમય ઘંટીઓમાં છ માસ પર્યંત મોટી વ્યથા ભોગવવાવડે મૃત્યુ પામી ત્રીજી નરકે નારકી થયો. તે નારકીમાંથી નીકળી પાંચસો ધનુષ્યની કાયાવાળો મત્સ્ય થયો. મ્લેચ્છ લોકોએ તેને પકડી તેના સર્વ અંગનો છેદ કર્યો. તેથી મહાકદર્થના વડે મૃત્યુ પામી ચોથી નરકે ગયો. એ પ્રમાણે એક બે ભવને આંતરે સાતે નરકે ઉત્પન્ન થયો. તે પછી હજાર હજારવાર અનુક્રમે ભુંડ, મેંઢા, શિયાળ, બીલાડો, ઊંદર, નોલીયો, કાકીડો, ઘરોળી, સર્પ, બલદ, ઊંટ અને હાથી વિગેરેમાં તેમજ કૃમિ, શંખ, છીપ, જલોઇ, કીટ, વીંછી; પતંગીયા, વિગેરેમાં તથા પૃથિવિ, જલ, પવન અને વનસ્પતિમાં ઉત્પન્ન થઇ, તેઓંજ વિપરીત ક્રમે પાછો લાખો ભવ સુધી ભમતો હવો. તે પછી ઘણાં કર્મ ક્ષય થવાથી વસંતપુરમાં કોટીદ્રવ્યપતિ વસુદત્ત અને વસુમતીનો પુત્ર થયો. તે ગર્ભમાં આવતાંજ વસુદત્ત શ્રેષ્ઠીનું સર્વ દ્રવ્ય નાશ પામી ગયું. તે જન્મ્યો તેજ દિવસે તેનો પિતા વસુદત્ત મૃત્યુ પામ્યો. પાંચ વર્ષનો

થતાં તેની માતા વસુમતી મરણુ પામી. આથી લોકોએ તેનું નિઃપુણ્યક (પુણ્ય વગરનો) નામ પાડ્યું. તે રાંકની જેમ ઉછરીને મોટો થયો. એક વખતે તેનો મામો સ્નેહે કરીને તેને પોતાને ઘેર લઇ ગયો. તેજ દિવસે ચોર લોકોએ તેના ઘરમાં ચોરી કરી. એવી રીતે તે જેના ઘરમાં રહે ત્યાં ચોર, અગ્નિ વિગેરેના ઉપદ્રવ થવા લાગ્યા. ત્યાંથી નીકળી તે તામ્રલિપ્તી નગરીમાં આવી વિનયંધર નામના કોઇ શ્રેષ્ઠીને ઘેર રહ્યો. ત્યાંથી પણ કાઢી મુકયો એટલે ધનવાહ નામના કોઇ વહાણવટીની સાથે સમુદ્ર માર્ગે બીજા દ્વીપમાં ગયો. ત્યાંથી પાછા ફરતાં વાહાણ ભાંગી ગયું. દૈવયોગે તે નિઃપુણ્યક કોઇ પાટીયું મેલવી સમુદ્ર તીરે ઉતર્યો, ત્યાં આવેલા કોઇ ગામના ઠાકોરને આશ્રયે રહ્યો. તેવામાં તે ગામમાં એક મોટી ચોરોની ધાડ પડી, તેણે ઠાકોરને મારી નાંખ્યો અને નિઃપુણ્યકને તે ઠાકોરનો પુત્ર ધારી પોતાની પાળમાં લઇ ગયા. તેજ દિવસે બીજા કોઇ પલ્લીપતિએ તે પાળનો વિનાશ કર્યો. તેથી તેઓએ પણ નિઃપુણ્યકને નિર્ભાગ્ય ધારીને કાઢી મુકયો. એવી રીતે તે નવસોને નવાણુ જુદા જુદા સ્થાનોમાં ભટકયો, ત્યાં સર્વ ઠેકાણે ચોર, જલ, પવન, સ્વચક્ર, પરચક્ર વિગેરે અનેક ઉપદ્રવ થવાથી તેને કાઢી મુકવા વિગેરેના અનેક દુઃખો સહેવાં પડ્યાં. અન્યદા તે એક મહાન્ અટવીમાં આવ્યો. ત્યાં સેલક નામના કોઇ પ્રભાવવાળા યક્ષનો પ્રાસાદ તેના જોવામાં આવ્યો. તેમાં જઈ એકાગ્રપણે તેની આરાધના કરવા લાગ્યો. અને પોતાનું સર્વ દુઃખ તેને નિવેદન કર્યું. અનુક્રમે એકવિશ ઊપવાસ થતાં તે યક્ષ સંતુષ્ટ થઇને બોલ્યો—હે ભદ્ર! સંધ્યાકાલે મારી આગળ સુવર્ણનાં પીંછાઓથી અલંકૃત એક મયૂર નૃત્ય કરવા આવશે તેની

કળામાંથી પ્રતિદિન જે સુવર્ણનાં પીંછાં નીચે પડે તે તારે ગ્રહણ કરવાં. આથી હર્ષ પામી તેણે તે મયૂરના કેટલાંએક પીંછાં ગ્રહણ કર્યાં. એવી રીતે પ્રતિદિન ગ્રહણ કરવાથી નવસો પીંછાં એકઠાં થયાં. એટલે તે મયૂરની કળામાં સો પીંછાં બાકી રહ્યાં તે વખતે દુષ્કર્મથી પ્રેરાએલા તેણે એવો વિચાર કર્યો કે, આમાં હવે સો પીંછા બાકી છે તે લેવાને હવે મારે આ વનમાં કેટલાક દિવસ રહેવું? માટે હવે તો એક મુષ્ટિવડે તે બધાં સાથેજ લઇ લઊં એવું વિચારી તે દિવસે નૃત્ય કરતાં, મયૂરનાં સઘળાં પીંછાં એક મુષ્ટિએ લેવા જેવો તે પ્રવર્ત્યો તેવોજ તે મયૂર કાગડા રૂપે થઇને ઉડી ગયો, અને પહેલાં જે પીંછાં લીધાં હતાં, તે પણ નષ્ટ થઇ ગયાં. આથી 'વ્યર્થ વિશેષની ઉત્કંઠા કરનારા મને ધિક્કાર છે' એમ કહીને ખેદ પામતો નિઃપુણ્યક આમ તેમ ફરવા લાગ્યો. તેવામાં કોઇ જ્ઞાની મુનિ તેના જોવામાં આવ્યા; એટલે તેમને નમીને તેણે પોતાના કર્મનું સ્વરૂપ પુછયું. મુનિએ જે તેણે પૂર્વભવે અનુભવેલું હતુ તે સર્વ સ્વરૂપ કહી સંભળાવ્યું તેથી નિઃપુણ્યકે પૂર્વભવે દેવદ્રવ્યવડે કરેલી ઉપજીવિકાનું પ્રાયશ્ચિત્ત માગ્યું. મુનીએ કહ્યું કે, જેટલું દેવદ્રવ્ય લીધું હોય તેથી અધિક પાછું આપવું. પછી તેણે એવો નિયમ લીધો કે, "જયાં સુધી હજારગણું દેવદ્રવ્ય પાછું ન અપાય ત્યાં સુધી પોતાના નિર્વાહ માત્રથી થોડું પણ વધારે વસ્ત્ર આહાર વિગેરેમાં પણ ગ્રહણ કરવું નહીં" આવો નિયમ લીધા પછી તે જે જે વ્યાપાર કરવા લાગ્યો તેમાં તેને ઘણું દ્રવ્ય ઉપાર્જન થવા લાગ્યું એવી રીતે થવાથી થોડા દિવસોમાં તેણે પૂર્વે લીધેલા હજાર કાકણી દ્રવ્યને બદલે દશલાખ કાકણી દ્રવ્ય દેવદ્રવ્યમાં આપ્યું. એ પ્રમાણે આપવાથી દેવઋણમાં મુક્ત થયેલા તેણે બીજું

ઘણું દ્રવ્ય મેળવ્યું. પછી તે પોતાના નગરમાં આવ્યો અને મોટો ધનાઢ્ય થઇ પડ્યો. તે પછી પોતે કરેલાં અને બીજાએ કરેલાં સર્વ જિનપ્રાસાદોમાં અને જ્ઞાનાદિસ્થાનોમાં સર્વ શક્તિવડે પ્રતિદિન પૂજા પ્રભાવના વિગેરે કરવાથી તેમજ દેવદ્રવ્યનું રક્ષણ કરવાથી તથા તેને વૃદ્ધિ પમાડવાથી સાગરશ્રેષ્ઠીના જીવે જિનનામ કર્મ બાંધ્યું. અવસરે દીક્ષા લઇ ગીતાર્થ થઇ સર્વાર્થસિદ્ધિ વિમાને દેવપણાને અનુભવી, મહાવિદેહ ક્ષેત્રમાં ઉત્પન્ન થઇ, અર્હંતની વિભૂતિ ભોગવી સિદ્ધિપદને પ્રાપ્ત થયા. એવી રીતે દેવદ્રવ્યની રક્ષા કરનારને પણ ફળ જાણી લેવું. એથી આનુષંગિક શુભફલ પણ દર્શાવ્યું એ પરમાર્થ છે. ૨૩–૨૪.

હવે તે દ્વારનો ઉપસંહાર કરવાની ઇચ્છાથી તેનું તાત્ત્વિક સત્ફલ દર્શાવે છે.

एवं नाऊण जे दव्वं, वुड्ढिं निंति सुसावया । जरामरणरोगाणं, अंतं काहिंति ते पुणो ॥ २५ ॥

भावार्थः—ઉપર પ્રમાણે જાણીને જે ઉત્તમ શ્રાવકો દેવદ્રવ્યને વૃદ્ધિ પમાડે છે, તેઓ જરા, મરણ અને રોગના અંતને કરનાર એવા મોક્ષને પામે છે. ૨૫.

વિવરણઃ—એવી રીતે પ્રવચનની પ્રભાવના વિગેરેમાં ઘણો લાભ જાણીને "જે ઉત્તમ શ્રાવકો દેવદ્રવ્યની વૃદ્ધિ કરે છે," તે જરા, મરણ અને રોગનો અંત

એટલે અત્યંતપણે દુઃખનો નાશ કરે છે અર્થાત્ મોક્ષને પામે છે. ૨૫.

॥ इति चतुर्थ द्वारं समाप्तम् ॥

---

હવે જે દેવાદિદ્રવ્યનો નાશ કરે તેને પરભવમાં પણ દોષનો ઉદય થાય છે તે દર્શાવે છે.

देवाइदव्वणासे, दंसणमोहं च बंधए मूढो । उम्मग्गदेसगो वा, ।जणमुणिसंघाइ सत्तुव्व ॥ २६ ॥

भावार्थः—જે દેવાદિદ્રવ્યનો નાશ કરે તે મૂઢ ઉન્માર્ગના ઉપદેશ કરનારની જેમ અથવા જિનેશ્વર, મુનિ કે સંઘાદિકના શત્રુની જેમ દર્શન મોહનીય કર્મને બાંધે છે. ૨૬.

વિવરણઃ—દેવાદિદ્રવ્યનો નાશ કરવાથી મૂઢ એટલે તે દુષ્કૃત્યના મહા માઠા પરિણામને નહીં જાણનારો માણસ, મિથ્યાત્વ પ્રકૃતિને તેમજ च શબ્દનું ગ્રહણ છે તેથી તે શિવાય બીજી પણ પાપ પ્રકૃતિઓને બાંધે છે. ઉન્માર્ગને બતાવનારની જેમ એટલે ઋદ્ધિગારવના વશથી અથવા ખોટા આગ્રહના વશથી ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારની જેમ અથવા જિનેશ્વર, મુનિઓ અને સંઘ વિગેરેની સાથે શત્રુતા કરનાર, જેમ પાપપ્રકૃતિને બાંધે તેમ તે બાંધે છે. તેનો એવો ભાવાર્થ છે કે, પ્રાયઃ માયાવડે મિશ્ર શ-

ચેલા મલીન અધ્યવસાયના વશપણાથી ચૈત્ય દ્રવ્યાદિકનો શત્રુ પ્રાણી દર્શનમોહનીય કર્મને બાંધે છે. અને તેને નિકાચિત કરતો સતો તેના અનુરોધથી બીજી પણ પાપ પ્રકૃતિઓ વિશેષપણે બાંધે છે. પ્રથમ કર્મ ગ્રંથમાં કહ્યું છે, કે જે " પ્રાણી ઉન્માર્ગની પ્રરૂપણા કરે, જિન માર્ગનો નાશ કરે, દેવદ્રવ્યનું હરણ કરે, અને જિન, મુનિ તથા સંઘ વિગેરેની સાથે શત્રુપણું ધરાવે, તે દર્શનમોહનીય કર્મને બાંધે છે. " શ્રી નિશીથચૂર્ણીના અગ્યારમા ઉદ્દેશામાં પણ કહ્યું છે કે, " અરીહંતનું પ્રત્યનિકપણું કરવાથી તેમજ સિદ્ધ, ચૈત્ય, મુનિ, શ્રુત, ધર્મ તથા સંઘનું પ્રત્યનિકપણું કરવાથી પ્રાણીને દર્શનમોહનીય કર્મનો બંધ થાય છે. " ૩૬.

અહીં કોઈ શંકા કરે કે, દર્શનમોહનીય કર્મ બંધાવવાથી તેને શો હાનિ થાય ? તો તેને લાગતાં પ્રૌઢ પાપો દર્શાવે છે.

चेइअदव्वविणासे, इसिघाए पवयणस्स उड्डाहे। संजइ चउत्थभंगे, मूलग्गी बोहिलाभस्स ॥ २७॥

भावार्थः—જે પ્રાણી ચૈત્ય દ્રવ્યનો વિનાશ કરે, મુનિનો ઘાત કરે, પ્રવચનની મહા નિંદા કરાવે, અને સાધ્વીના ચતુર્થવ્રતનો ભંગ કરે, તેણે બોધિ લાભરૂપ વૃક્ષના મૂળમાં અગ્નિ આપેલો સમજવો. ૨૭

વિવરણ:—ચૈત્ય દ્રવ્ય એટલે ચૈત્ય સંબંધી સુવર્ણ રૂપાનાણું વિગેરે તેમજ કાષ્ટ, ઈંટ; પાષાણ, લેપ્ય, તથા ચૈત્યમાં રહેલા બાજોઠ, પાટલા. ચંદરવા, પાત્રો, ( વાસણો ) ડાબલા, અને દીપક વિગેરે જે ઉપકરણો, તે ચૈત્ય દ્રવ્ય કહેવાય છે. તેઓનો વિનાશ કરવાથી બોધિવૃક્ષના મૂળને વિષે અગ્નિ આપ્યો કહેવાય. જેથી એ બોધિ વૃક્ષ પુન: નવો ઉત્પન્ન થાય નહીં. અહિં આ કહેવાની મતલબ એવી છે કે, ચૈત્યાદિ દ્રવ્યનો વિનાશ થયે સતે પુર્વોક્ત પૂજા વિગેરેનો લોપ થાય, તે થવાથી તેના હેતુરૂપ પ્રમોદ, પ્રભાવના અને પ્રવચનની વૃદ્ધિનો અભાવ થાય, તેથી વધતા ગુણોની શુદ્ધિનો રોધ થાય અને તેથી મોક્ષ માર્ગનો વ્યાઘાત થતાં છેવટે મોક્ષનો પણ વ્યાઘાત થાય છે, કારણ કે કારણને અભાવે કાર્યનો ઉદય થતો નથી. જેને માટે વસુદેવહિંડીના પ્રથમ ખંડમાં કહ્યું છે કે,

" જેણે ચૈત્ય દ્રવ્યનો વિનાશ કર્યો તેણે જિન બિંબના પુજા દર્શનથી આનંદિત હૃદયવાળા ભવસિદ્ધિ જીવોને સમ્યક્ દર્શન, શ્રુત, અવધિ, મન:પર્યવ અને કેવળ જ્ઞાન તેમજ નિર્વાણનો લાભ થતો રોકી દીધો. તેમજ તે જિન ભક્તિથી પ્રાપ્ત થનારી સુર માનુષ્ય ઋદ્ધિનો, આગમના મહિમાનો, સાધુજનથી પ્રાપ્ત થનારા ધર્મોપદેશનો પણ તેણે આનુષંગિકપણે પ્રતિષેધ કર્યો. તે લાભ પણ રોક્યા—તેથી તે પ્રાણી દીર્ઘ કાળની સ્થિતિવાળું દર્શનમોહિનીય કર્મ બાંધે તેમજ તેવુંજ અશાતાવેદનીય કર્મ પણ બાંધે. " એવી રીતે મુનિઘાત વિગેરેમાં પણ જાણી લેવું. ૨૭.

અહિં કોઈ શંકા કરે કે, ' જો ઉપર પ્રમાણે બને તો પછી અભવ્યની જેમ તે ભવ્ય પ્રાણીને પણ પુન: બોધિ-

લાભ થશે નહીં ' આ શંકાના સમાધાન માટે હવે તે બોધિલાભની પ્રાપ્તિ ન થવામાં કર્તાદ્વારા તેના સમયનો અવધિ કહે છે.

तित्थयर पवयण सुत्रं, आयरिश्रं गणहरं महड्ढीश्रं । श्रासायंतो बहुसो, श्रणंतसंसारिश्र होइ ॥ २८ ॥

ભાવાર્થ—જે તીર્થંકર, પ્રવચન, શ્રુત, આચાર્ય, ગણધર અને મહર્દ્ધિકની ઘણીવાર આશાતના કરે તે અનંત સંસારી થાય છે. ૨૮.

વિવરણઃ—આ ગાથાનો અર્થ સુગમ છે. વિશેષમાં એટલુંજ કે, તીર્થંકર જે અર્હંત પ્રભુ વિગેરે, એવી રીતે આચાર્યાદિકને વિષે જાણી લેવું. અર્થાત્ દેવાદિદ્રવ્યના વિનાશાદિ દ્વારા જે તીર્થંકર, પ્રવચન, શ્રુત, આચાર્ય, ગણધર અને મહર્દ્ધિકની વારંવાર નિઃશૂકપણે આશાતના કરે તે ઉત્કૃષ્ટ રીતે અનંત સંસારી થાય છે. અહિ શૃંખલા અને સીંતના ઘરના ન્યાયની જેમ ઉત્કર્ષથી અધ્યવસાયના તારતમ્યવડે કહેલી જે આશાતના તેની પ્રતીતિથી અનંતભવને અનુગત એવું પાપકર્મનું અનુબંધપણું જાણવું. તેથી સમકિત તથા સત પુણ્ય વિગેરેનો અનંત કાલ સુધી વ્યાઘાત થાય. અને જે પુણ્યવિપાક છે તેનો અસંખ્યાતા કાળસુધી વ્યાઘાત થાય. જઘન્યપણે બંનેમાં ( સમકિત પ્રાપ્તિમાં અને પુણ્યબંધમાં ) સંખ્યાતા ભવની સ્થિતિ છે. એવી રીતે શ્રુતદ્વારા તીર્થંકરાદિની આશાતના કરનારા

ઉત્સૂત્ર ભાષકોનું પણ અનંત સંસારીપણું જાણી લેવું. શ્રી મહાનિશીથ સુત્રમાં કહ્યું છે કે, "જેઓ તીર્થંકરાદિકની મોટી આશાતના કરે છે તેઓ અધ્યવસાયને આશ્રયીને યાવત્ અણુંત સંસારી થાય છે." ૨૮.

હવે ઉપર કહેલા દોષને સ્પષ્ટ કરવાને દેવદ્રવ્યાદિકના વિનાશથી થનારા કેટલા એક માઠા વિપાક બતાવે છે.

दारिद्दकुलुप्पात्तिं, दरिद्दभावं च कुठ रोगाइ । बहुजन धिक्कारं तह, अवन्नवायं च दोहग्गं ॥ २९ ॥

तह्नाछुहाभिभूई, घायणवाहण विचुन्नणात्तीय । एआइं असुहफलाइं, विसीअइ भुंजमाणो सो ॥ ३० ॥ युग्मम्

भावार्थः—દારિદ્ર કુલમાં ઉત્પત્તિ, દારિદ્રપણું, કોઢવિગેરે રોગ, ઘણા લોકોનો ધિક્કાર, અવર્ણવાદ, દુર્ભાગ્ય, તૃષા ક્ષુધાવડે પરાભવ, ઘાત, ભારકર્પણ, અને કુટ્ટન વિગેરે અશુભફળોને ભોગવતો તે પ્રાણી અત્યંત ખેદ પામે છે. ૨૯-૩૦

વિવરણઃ—દારિદ્ર કુલ એટલે ભિક્ષુક બ્રાહ્મણ વિગેરેના કુલમાં ઉત્પત્તિ થાય. તેમાં પણ પોતાને વૈભવ પ્રાપ્ત ન થાય. મૂલમાં ચ સબ્દનું ગ્રહણ કરેલું છે તેથી વાંછિત વસ્તુનો રોધ થાય તથા સર્વ તરફથી અપમાન

મળે ઇત્યાદિ ગ્રહણ કરવું. તેમજ ઘાતન એટલે ખડ્ગ ભાલા વિગેરેથી છેદન, વાહન એટલે લવણ તથા લોઢા વિગેરેના ભારનું વેહેવું, ચૂર્ણન એટલે મુદ્દગર વિગેરેથી કુટાવું, ચ શબ્દથી દુર્ગતિ, પરવશાપણું, પરતંત્ર આજીવિકા, માતા પિતા વિગેરે કુટુંબનો તથા સંતતિનો ઉચ્છેદ વિગેરે ગ્રહણ કરવાં. એવાં પુર્વોક્ત દુષ્કર્મના ફલો પ્રત્યેક ભવમાં વારંવાર ભોગવતો તે ચૈત્ય દ્રવ્યાદિની આશાતના કરનારે પ્રાણી ખેદ પામીને આકુલવ્યાકુલ થાય છે. અર્થાત્ ઉપર કહેલા દોષના ઊદયથી ઊબળેલા પાપના પરિણામવડે સદા દુર્ધ્યાનમાંજ પરિણમ્યો રહે છે. આ પ્રમાણે કહેવાવડે દુષ્ટ અનુભાગના વિચિત્રપણાથી થનારૂં દુષ્પરિણામનું અનુબંધપણું સ્ફુટ થયું. તેમાં જે સંખ્યાત ભવવાળુ અનુબંધપણું છે તે આગળ સંકાશાદિકની કથામાં કહેવામાં આવશે તેની જેમ જાણી લેવું. અને જે અસંખ્યાત ભવવાળું અનુબંધપણું છે તે રૂદ્રદત્તની જેમ જાણવું તેની કથા આ પ્રમાણે છેઃ—

## રૂદ્રદત્તની કથા.

ભરતક્ષેત્રને વિષે સૂર્યપુરનગરમાં અંધકવૃષ્ણિ નામે રાજા રાજ્ય કરતા હતા. એક વખતે ઉદ્યાનમાં સુપ્રતિષ્ટ નામના કેવળી સમોસર્યા. ઉદ્યાનપાળે આવી રાજાને વિજ્ઞપ્તિ કરી; એટલે રાજા ઉત્સવ સાથે ત્યાં જઇ યથાવિધિ વંદના કરી યોગ્ય સ્થાને બેઠો. કેવલીએ દેશના આપી દેશનાને અંતે રાજાએ પોતાના પૂર્વભવનું ચરિત્ર પુછ્યું. તેથી સુપ્રતિષ્ટ કેવળીએ અંધકવૃષ્ણિને કહ્યું—ભરતક્ષેત્રમાં અયોધ્યાનગરીને વિષે અનંતવીર્યનામે રાજા હતો. તે

નગરીમાં સુરેંદ્રદત્તનામે એક સમ્યક્દર્શન યુક્ત વણિક શ્રાદ્ધ રહેતો હતો. તે પ્રતિદિન દશ સોના મોર, અષ્ટમીએ તેથી બમણી, ચતુર્દશીએ ચારગણી અને અઠ્ઠાઈ વિગેરેમાં તેથી પણ અધિક સોનામોર મુકી શ્રી જિનેશ્વરની પૂજા કરતો હતો. તેમજ દાન શીલનો અભ્યાસ કરતો હતો. તેથી તે સર્વ ઠેકાણે કીર્ત્તિમાન્ થયો હતો. એક વખતે તે સુરેંદ્રદત્ત પોતાના વહાલા મિત્ર રૂદ્રદત્ત નામના બ્રાહ્મણને બાર વર્ષ ચાલે તેટલું દ્રવ્ય જિનપૂજા માટે સોંપી જલ માર્ગે દેશાંતર ગયો. પાછલથી રૂદ્રદત્ત બ્રાહ્મણ દ્યૂત વિગેરે વ્યસનોમાં તે ધન ખાઇ ગયો. અને ચોર લોકોની પાળમાં જઇને રહ્યો. એક વખતે ગાયોના ધનને ચોરતો પછવાડે આવીને કોટવાલે બાણથી માર્યો જેથી તે મૃત્યુ પામી ગયો. દેવદ્રવ્યના ભક્ષણવડે બાંધેલા કર્મના પ્રભાવથી તે સંવેધવડે સપ્તમી વિગેરે સાતે નારકીમાં અને મત્સ્ય વિગેરે તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થયો. તે નારકી તથા તિર્યંચ યોનિનો સંવેધ જાણવાને નિચેનું યંત્ર જુવો.

## संवेध यंत्रम् ॥

| नारकी. | भव. | तिर्यञ्च जाति. | भव. |
|---|---|---|---|
| ७ मीमां | २ जो | मत्स्यमां | ३ जो |
| ६ ठीमां | ४ थो | सिंहमां | ५ मो |
| ५ मीमां | ६ ठो | सर्पमां | ७ मो |
| ४ थीमां | ८ मो | व्याघ्रमां | ९ मो |
| ३ जीमां | १० मो | गरुडादिमां | ११ मो |
| २ जीमां | १२ मो | भुजपरिमां | १३ मो |
| १ लीमां | १४ मो | नरमां | १५ मो |

ઉપર પ્રમાણે નર્ક ગતિ અને તિર્યંચગતિમાં આંતરે આંતરે ભવો કર્યા. તે પછી ચિરકાળ સુધી તે ત્રસ તથા સ્થાવર યોનિમાં ભટકયો. તે પછી કુરૂદેશમાં હસ્તિનાપુરને વિષે કપિલ નામના બ્રાહ્મણને ઘેર અનુદ્ધરા નામની તેની સ્ત્રીના ગર્ભમાં અવતર્યો. તે સમયે પૂર્વના અવશેષ રહેલ પાપના પ્રભાવથી તેના પિતા તરત અને માતા જન્મ આપીને મૃત્યુ પામી ગયાં. લોકોએ તેનું નામ ગૌતમ પાડયું. પછી તેની માસીએ કષ્ટથી તેને ઉછેરીને મોટો કર્યો. જ્યારે યૌવન વયને પ્રાપ્ત થયો ત્યારે ઘેર ઘેર આહારને માટે ભટકવા લાગ્યો. તેનો દેહ ક્ષીણ થઇ ગયો તથાપિ તેને ભોજન પ્રાપ્ત થયું નહીં. એક વખતે સમુદ્રસેન નામના કોઇ મુનિને અશનાદિકવડે સત્કાર પામતા જોઇ ભોજનની ઇચ્છાથી તેની પાસે તેણે આગ્રહથી દીક્ષા લીધી. અનુક્રમે તે સર્વ શાસ્ત્રોનો પારગામી ભાવ સાધુ થયો. અન્યદા તેના ગુરૂ કાલ કરી મધ્ય ગ્રૈવેયકને વિષે અહમિંદ્ર થયા. તેની પાછળ તે પણ સૂરિપદ મેળવી યતિઓ તથા શ્રાવકોથી ઘણો પૂજાઇ મધ્ય ગ્રૈવેયકમાં તપોબળથી દેવતા થયો. ત્યાંથી ચવીને આ તું અંધકવૃષ્ણિ નામે યાદવવંશમાં રાજા થયો છું. હવે આ ભવમાંજ સંયમ લઇને મુક્તિપદને પ્રાપ્ત થઇશ." આ પ્રમાણેની કથા દિગંબરીના કરેલા હરિવંશપુરાણને વિષે તથા વસુદેવહિંડિના પ્રથમ ખંડને વિષે આપેલી છે. તેવીજ રીતે બીજા અન્યમતી પણ પોતાના પુરાણાદિકમાં દેવદ્રવ્ય ભક્ષણનો દોષ કહે છે. પુરાણમાં કહ્યું છે કે, "દેવદ્રવ્યથી જે સમૃદ્ધિ મળે અને ગુરૂ દ્રવ્યથી જે ધન પ્રાપ્ત થાય તે કુલના ઉચ્છેદને માટે થાય છે અને મૃત્યુ પછી તે દ્રવ્યભોક્તા પુરૂષ નરકે જાય છે." અહિ કુલચ્છેદરૂપ આ લોક આશ્રી નિ-

કૃષ્ટ ફલ બતાવ્યું છે અને તે દેવદ્રવ્યને ભક્ષણ કરનાર પોતાના તે મહા પાપથી હણાયેલા ચિત્તવાળો થયો સતો મૃત્યુ પામ્યા પછી સાનુબંધ દુર્ગતિ ( નારકી ) માં જાય છે. એમ કહેવાથી પારલૌકિક નિકૃષ્ઠ ફલ દર્શાવ્યું છે. પુનઃ તેજ સ્થાને અતિશય દોષ દર્શાવેલ છે તે આ પ્રમાણે-કંઠે પ્રાણ આવ્યા હોય તો પણ પ્રભાસ્વ ( દેવદ્રવ્ય ) ને વિષે બુદ્ધિ કરવી નહીં. "અગ્નિથી દગ્ધ થયેલાં વૃક્ષો કદિ કોઈ કાળે પલ્લવિત થાય પણ દેવદ્રવ્યથી દગ્ધ થયેલો પુરૂષ પુનઃ પલ્લવિત થતો નથી." અહિં પ્રભાસ્વ એટલે દેવ-દ્રવ્ય અથવા લોક પ્રસિદ્ધ જનસમુદાયે એકઠું કરેલું સા-ધારણ દ્રવ્ય અથવા જ્ઞાતિદ્રવ્ય જાણવું. વળી દૃષ્ટાંતથી સિદ્ધ કરે છે કે, અગ્નિથી દગ્ધ થયેલા વૃક્ષો જલસિંચન વગેરેથી પુનઃ પલ્લવિત થાય છે પણ દેવદ્રવ્યાદિના વિના-શરૂપ ઉગ્ર પાપરૂપી અગ્નિથી દગ્ધ થયેલો પુરૂષ મૂળ સ-હિત દગ્ધ થયેલા વૃક્ષની જેમ પુનઃ પલ્લવિત થતો નથી. અર્થાત્ પ્રાયઃ સદા દુઃખીપણામાંજ રહે છે. પુનઃ નવો ( સારો ) થતો નથી.

વળી ઊક્ત અને અનુક્ત પાપની પ્રૌઢતા દર્શાવે છે. "સાધારણ દ્રવ્યનું ભક્ષણ કરવું, બ્રહ્મહત્યા કરવી, દરિદ્રીનું ધન લઇ લેવું, ગુરૂ પત્ની સાથે સમાગમ કરવો અને દેવ-દ્રવ્યનો ઉપભોગ કરવો-એટલાવાંનાં સ્વર્ગમાં રહ્યા હોય તેને પણ નીચે ( દુર્ગતિમાં ) પાડે છે." તેમજ દિગંબ-રીના ગ્રંથમાં પણ લખે છે કે, "હલાહલ વિગેરે ઝે-રનું ભક્ષણ કરવું તે સારૂં, કારણ કે તે ક્ષણવાર દુઃખ આપે છે પણ દેવનિર્માલ્યનું ભક્ષણ કરવું તે સારૂં નહીં કારણ કે તે ભવોભવ દુઃખ આપે છે." "દાવાનલમાં પડવું સારૂં, ક્ષુધાથી મરવું સારૂં, અને મસ્તકપર

વજ્ર પડે તે સારૂં, પણ દેવદ્રવ્યનું ભક્ષણ કરવું તે સારૂં નહીં." આ પ્રમાણે જાણીને શ્રીજિન, મુનિ અને જ્ઞાન વિગેરેનું ધન કદિ પણ ગ્રહણ કરવું નહીં, કેમકે તે મહા પાપનું કારણ છે અને દુર્ગતિને આપનારૂં છે. એવી રીતે આ લોક અને પરલોક આશ્રી દોષ બતાવ્યા. ૩૦.

હવે કોઇ માણસે દેવાદિદ્રવ્ય ચોરીને તેથી પોતાને માટે આહાર કર્યો હોય તે સાધુને કલ્પે નહીં. તેનું પ્રયોજન સ્પષ્ટ કરવાને માટે પ્રાયઃ આ ભવના દોષને વ્યવહાર ભાષ્યની ત્રણ ગાથાવડે કહે છેઃ—

चेइयदव्वं विभज्ज करिज्ज, कोइ अ नरो सयट्ठाए । समणं वा सोवहिअं विक्किज्जा संजयट्ठाए ॥ ३१ ॥

एआरिसंमि दव्वे, समणाणं किं न कप्पए घित्तुं । चेइअदव्वेण कयं, मुल्लेण जं सुविहिआणं ॥ ३२ ॥

તેનું શું કારણ? તે કહે છે.

तेण पभिज्जा लोएवि, गरहिआ उत्तरे किमंग पुणो । चेइय जइ पभिणीए, जो गिह्णइ सो विहु तहेव ॥ ३३ ॥

ભાવાર્થઃ—જે પુરૂષ ચૈત્યદ્રવ્યને ચોરના સમુદાય સાથે ચોરી લાવી તેમાંથી જે પોતાના ભાગનું દ્રવ્ય આવે તે વડે પોતાને માટે ભોજન નિપજાવી સાધુને આપે, અથવા ઉપધિ સહિત કોઇ સાધુને લુંટીને ( ખરીદીને ) તે વસ્ત્રાદિક સાધુને આપે ( તો તે મુનિને લેવું કલ્પે નહીં ) એવા ( ચોરી વિગેરેથી મેળવેલા ) દ્રવ્યવડે જે પોતાને માટે કરેલું હોય તે સાધુને કેમ કલ્પે નહીં ? તેના પ્રત્યુત્તરમાં સુરિ કહે છે કે, ચૈત્ય દ્રવ્યવડે જે પોતા માટે કર્યું હોય અથવા મુલ્યવડે જે મુનિનુ હોય તે પોતાનું કરેલું હોય તે સાધુને લેવું કલ્પે નહી. ચોરે લાવેલા દ્રવ્યનો સ્વીકાર કરવો તે લોકને વિષે પણ નિંદિત છે તો લોકોત્તર માર્ગમાં નિંદીત હોય તેમાં તો શું કહેવું ! જે ચૈત્ય તથા યતિના પ્રત્યનિક પાસેથી ગ્રહણ કરે તેને પણ ચૈત્ય અને સાધુનો પ્રત્યનિક સમજવો. ૩૧, ૩૨, ૩૩.

વિવરણઃ—ચૈત્ય દ્રવ્યને ચોરના સમુદાય સાથે ચોરી લાવી, તેઓમાંથી કોઈ પુરૂષ પોતાને ભાગે આવેલા ધન વડે પોતાને અર્થે મોદક વિગેરે નિપજાવે અને પછી તે ભોજનાદિક સંયમધારી સાધુઓને આપે અથવા જે પોતાને માટે ઉપધિ સહિત સાધુને ખરીદ કરે ( લુંટે ) અને પછી પ્રાસુક એવા તે વસ્ત્રાદિક સંયમ ધારી મુનિઓને આપે. ( તો તે મુનિને લેવું કલ્પે નહીં ) એવા

ચોરી વિગેરેથી મેલવેલા પુર્વોક્ત દ્રવ્યવડે જે પોતાને અર્થે કર્યુ હોય તે સાધુઓને ગ્રહણ કરવું કેમ ન કલ્પે ? સૂરિ પ્રત્યુત્તર આપે છે કે જે ચૈત્યના દ્રવ્યવડે વા મુનિનુ હોય તેને મુલ્યથી લેવા વડે આત્માર્થે કરેલું હોય તે દેતાસતા સાધુઓને લેવું કલ્પે નહી. ચોરે લાવેલા દ્રવ્યનો જે અંગીકાર તે લોકને વિષે પણ નિંદિત છે તો લોકોત્તર માર્ગને વિષે અત્યંત નિંદિત હોયજ તેમાં શું કહેવું. તેથી ચૈત્ય તથા સાધુના પ્રત્યનિક ( શત્રુ કે ચોર )ના હસ્ત થકી જે ગ્રહણ કરે, તે પણ તેવીજ રીતે ચૈત્ય, તથા સાધુનો પ્રત્યનિકજ છે એમ જાણવું. શ્રી સંઘકુલક માં કહ્યું કે, " આજ્ઞા ભંગને વિષે મન વચન કાયાથી વર્તતા એવા પુરૂષોને જેઓ સહાય આપે છે, તેઓ તેમના જેટલાજ દુષિત ગણાય છે. " કારણ કે, તેમનું નિરાકરણ ન કરવાથી ( તજી ન દેવાથી ) તેઓ આજ્ઞા ભંગના કાર્ણિક થાય છે. ૩૧. ૩૨. ૩૩.

હવે શ્રાદ્ધદિનકૃત્યની ગાથાવડે ઉપર કહેલા અર્થનેજ પુનઃ સ્પષ્ટ કરવા કહે છે.

**चेइअदव्वं गिह्नित्तु, भुंजए जो व देइ साहूणं । सो आणाअणवत्थं, पावइ लिंतो वि दिंतो वि ॥ ३४ ॥**

ભાવાર્થઃ—ચૈત્યાદિ દ્રવ્યને ગ્રહણ કરીને જે કોઇ પોતે ખાય અથવા જે સાધુને આપે, તે લેનાર અને

દેનાર બંને ભગવંતની આજ્ઞાના ભંગ કરવારૂપ દોષને પામે છે. ૩૪.

વિવરણ:—ચૈત્યાદિ દ્રવ્યને લઇને જે પોતે ખાય અથવા જે બીજા સાધુઓને આપે તે સાધુ ગ્રહણ કરતો સતો અને તે સાધર્મિકોને આપતો સતો ભગવંતની આજ્ઞાનો ભંગ જે નિષિદ્ધ આચરણ તદ્રુપ દોષને પામે છે. વળી તેવી અનવસ્થા બીજાઓની શ્રદ્ધાને પણ શિથિલ કરી દે છે. ૩૪.

આ પ્રસંગે બીજા દોષ પણ તે ગ્રંથની વૃત્તિ માંહેની ગાથાઓવડે દર્શાવે છે.

एकेण कयमकज्जं, पुणोवि तप्पच्चया कुणइ। बीउ सायाबहुल परंपर वुछेउ संयमतवाणं ॥ ३५ ॥

ભાવાર્થઃ—એક માણસે અકૃત્ય કર્યું, તો તેને જોઇને બીજો પણ અકૃત્ય કરે છે, તેવી રીતે સાતા બહુપણાથી[1] પરંપરાએ સંયમ અને તપનો ઉચ્છેદ થઇ જાય છે. ૩૫.

વિવરણ—અર્થાત એકે કરેલા અનાચારને જોવાથી અન્ય બાળ વિગેરેને પણ નઠારી પ્રવૃત્તિની સંતતિરૂપ પ્રસંગદોષ પ્રાપ્ત થાય છે. ૩૫

૧ શારિરીક સુખના અભિલાષીપણાથી.

**जो जहवायं न कुणइ, मिच्छद्दिट्ठी तओवि को अन्नो। वड्ढेइअ मिच्छत्तं, परस्स संकं जणेमाणो ॥ ३६ ॥**

ભાવાર્થ—જે યથાવાદ ન કરે અર્થાત્ શાસ્ત્રોક્ત આચાર પ્રમાણે ન વર્ત્તે તેનાથી બીજો મિથ્યાત્વી કોણ? કારણ કે? પરજીવને શંકા ઉત્પન્ન કરતો પ્રાણી મિથ્યાત્વને વધારે છે.

વિવરણઃ—અનાચારમાં આચાર બુદ્ધિ કરવા કરાવવાથી મિથ્યાત્વની વૃદ્ધિ થાય છે. ૩૬.

**संजम अप्पपवयणा, विराहणासंभवो तिहं णेअं। पवयणहेलावि तओ, अवणेअ तस्स संसग्गो ॥ ३७ ॥**

ભાવાર્થઃ—(ચૈત્યાદિદ્રવ્યના ભક્ષણથી) સંયમ વિરાધના, આત્મવિરાધના અને પ્રવચન વિરાધના એમ ત્રણ પ્રકારની વિરાધના થાય છે. તેને જાણીને તેમજ તેનાથી પ્રવચનની હીલણા પણ થાય છે તેથી એવા દુરાચારીનો સંસર્ગ છોડી દેવો. ૩૭.

વિવરણઃ—ચૈત્યાદિદ્રવ્યનું ભક્ષણ કરવાથી ત્રણ પ્રકારની વિરાધનાનો સંભવ છે. તે આ પ્રમાણે-પ્રથમ સંયમ વિરાધના અન્યાયે ગ્રહણ કરેલા દ્રવ્યથી ઉત્પન્ન થયેલી વસ્તુને લેનારા એવા પુરૂષને તે અન્યાયી પુરૂષે કરેલી અસંયમની અનુમોદના રૂપે પ્રગટ જણાય છે. અને તેમ કરવાથી પરિણામે અંગીકાર કરેલા વ્રતનો લોપ થાય છે. જેને માટે સંઘકુલકમાં લખે છે કે, આજ્ઞાનો ભંગ થતો દેખીને જે પ્રાણી મધ્યસ્થ વૃત્તિ ધરાવી મૌન રહે છે તેને પણ અવિધિની અનુમોદના લાગવાથી પરિણામે તેના વ્રતનો ભેદ પ્રાપ્ત થાય છે. ”

બીજી આત્મ વિરાધના તે પ્રતિકુલ દેવતા વિગેરેના છલથી પ્રતીત થાય છે. અરિહંતની આજ્ઞાનું અતિક્રમણ કરવાથી પ્રમાદરૂપ અપવિત્ર વસ્તુના સ્વભાવવડે અપવિત્ર રીતે પોષણ થયેલા દુષ્ટ મનુષ્ય ઉપર ડાકણની દ્રષ્ટિની જેમ તે પ્રતિકુળ દેવતાઓની શક્તિ હણાતી નથી. તે વિષે શ્રી વ્યવહાર ભાષ્યના દશમા ઉદ્દેશામાં “रायाइव तित्थयरो” એ ગાથા છે. તેની વૃત્તિમાં બતાવ્યું છે કે “ સાધુઓ પ્રજાને ઠેકાણે છે અને તીર્થંકર રાજાને ઠેકાણે છે. જે સાધુઓ તીર્થંકરરૂપ રાજાની આજ્ઞાને પાળતા નથી તેઓ પ્રાંત ( તુચ્છ ) દેવતાઓથી પણ છળાય છે અર્થાત્ અપરાધીની જેમ તેઓ તેમને શિક્ષા કરે છે. ” ત્રીજી પ્રવચન વિરાધના તે પ્રવચનના મુલરૂપ યતિ અને ચૈત્યને ઉપદ્રવ થવાથી અથવા ચૈત્યના કે મુનિના-ચોરી લીધેલા દ્રવ્યને ગ્રહણ કરવાથી સારી રીતે પ્રતીત થાય છે. તેમજ તેથી પ્રવચનની હેલા પણ થાય છે. કેમકે આ પ્રમાણે લોક વિરૂદ્ધ આચરણ કરનારા અને સર્વજ્ઞ પુત્ર-

પણાથી લોકોને મોહ ઉપજાવનારાને દેખીને "આ જૈન દર્શન માલ વિનાનું જણાય છે, કારણ કે, કલ્યાણને નહીં જોનારા જૈનો સ્વપ્નાને વિષે પણ સદાચારના ગંધને જાણતાજ નથી." એવી નિંદા પ્રવર્ત્તે છે. ઇત્યાદિ આ લોક આશ્રી દોષ સમુહનો સંભવ હોવાથી પુર્વોક્ત દુરાચારી પુરૂષનો સંસર્ગ વિવેકી પુરૂષે છોડી દેવો અને સત પુરૂષનો સંસર્ગ કરવો. આ પ્રમાણે કહેવા ઉપરથી સાધુ ચૈત્ય વિગેરે સંબંધી વસ્તુના વિક્રયથી તથા તેની ચોરીથી પ્રાપ્ત થયેલા દ્રવ્યનો ઉપભોગ કરવાથી ગૃહસ્થને પણ સ્પષ્ટ પણે અનાચાર પ્રાપ્ત થાય છે એમ સમજવું. ચોરાથી લાવેલા ચૈત્યાદિ સંબંધી પદાર્થનો ઉપભોગ કરવાથી પ્રસ્તારવડે પ્રાયશ્ચિતનો વિધિ સંભવે છે-તે ગુરૂગમથી જાણી લેવો એતત્ત્વ છે. ૩૭.

હવે તે સત્સંસર્ગને વિશેષ ફલ દ્વારા સ્પષ્ટ કરે છે.

ववहारसुद्धि धम्म, मूलं साहूण संगया । ववहारेण सुद्धेणं, अत्थसुद्धि जउ नवे ॥ ३८ ॥

ભાવાર્થઃ—સત્પુરૂષોના સંગથી થયેલી વ્યવહાર શુદ્ધિ ધર્મનું મૂળ થાય છે, અને વ્યવહાર શુદ્ધ થવાથી અર્થ શુદ્ધિ થાય છે. ૩૮.

વિવરણઃ—મોહ જન્ય મુર્ખતાનો રોધ કરવાથી થતો

યોગ્ય કર્મનો અભ્યાસ તે વ્યવહાર શુદ્ધિ કહેવાય. તે જો સાધુ પુરૂષોના સંગથી યુક્ત થાય તો ધર્મના મૂલભૂત થાય છે. હવે તેની પ્રક્રિયા અઢી ગાથાવડે જણાવે છે. ૩૮.

**अत्थेणं चेव सुद्धेणं, आहारो होइ सुद्धउ । आहारेणं तु सुद्धेणं, देहसुद्धी जउ जवे ॥ ३ए ॥**

ભાવાર્થઃ—અર્થ શુદ્ધ થવાથી આહાર શુદ્ધ થાય છે, અને આહાર શુદ્ધ થવાથી દેહ શુદ્ધિ થાય છે. ૩૯

**सुद्धेणं चेव देहेणं, धम्मजोगो य जायइ । जं जं कुणइ किच्चं तु, तं तं से सफलं जवे ॥ ४० ॥**

ભાવાર્થઃ—દેહ શુદ્ધ થવાથી ધર્મનો યોગ પ્રાપ્ત થાય છે, અને પછી જે જે કાર્ય કરે છે તે તે તેને સફળ થાય છે.

વિવરણઃ—ઉપરની બંને ગાથાનો અર્થ સુગમ છે. તેમાં વિશેષ એટલું જાણવાનું છે કે, ધર્મ યોગ એટલે વિધિયોગ. તે વિધિ યોગથી લૌકિકમાં કે લોકોત્તર માર્ગમાં જે જે કાર્ય કરે છે, તે તે કાર્ય તેને અનુબંધ સહિત સફલને આપનાર થાય છે. ૩૯—૪૦.

હવે તેના વિરોધી કુસંગને સ્પષ્ટ કરીને દર્શાવે છે.

अन्नहा अफलं होइ, जं जं किच्चं तु सो करे । ववहारसुद्धिरहिउ, धम्मं खिंसावए सयं ॥ ४१ ॥

ભાવાર્થઃ—જે કોઇ તેથી ઉલટી રીતે જે જે કાર્ય કરે છે તે તે નિષ્ફળ થાય છે. વ્યવહાર શુદ્ધિ રહિત મનુષ્ય ધર્મની અને પોતાના આત્માની બંનેની નિંદા કરાવે છે. ૪૧

વિવરણ:—અન્યથા એટલે ઉપર કહ્યાથી ઉલટી રીતે દોષવાળાનો સંસર્ગ કરવાથી વ્યવહાર શુદ્ધિએ રહિત એવા શ્રાવકાદિ જે જે કાર્ય કરે છે તે તે અફળ એટલે પૂર્વે કહેલા ફલથી રહિત થાય છે, અથવા અનિષ્ટ ફલને આપનાર થાય છે; તેનું કારણ અવિધિનો યોગ છે. વળી તેવી રીતે કરવાથી તે પ્રાણી ધર્મ સંબંધી શુભ અનુષ્ઠાનની તેમજ પોતાના આત્માની બાળક પાસે પણ અવહેલના કરાવે છે. ૪૧.

તેમ થવાથી શું હાનિ થાય ? તે કહે છે.

धम्मं खिंसं कुणंताणं, अप्पणो अपरस्स वा । अबोहि परमा होइ, इह सुत्ते

विन्नासिअं ॥ ४२ ॥

ભાવાર્થઃ—એવી રીતે ધર્મ સંબંધી નિંદા કરવાથી તેમજ કરાવવાથી પોતાને તેમજ પરને ઉત્કૃષ્ટ અબોધિ પ્રાપ્ત થાય છે, એમ સૂત્રને વિષે કહેલું છે. ૪૨

વિવરણ:—એવી રીતે અનાભોગ વિગેરેથી ધર્મ સંબંધી નિંદા કરતા અને કરાવતા એવા પ્રાણીને ભવાંતરને વિષે યથા સંભવ અબોધિ[1] પ્રાપ્ત થાય છે. તે શિવાય ઉપલક્ષણથી ધર્મ નિંદાના હેતુપણાવડે પ્રાય: અનુબંધ સહિત દુર્ભાગ્ય, દીનતા, વ્યાધિ અને દુર્ગાત વિગેરે દોષો પણ પ્રાપ્ત થાય છે. એવી રીતે છેદ સૂત્રના ભાષ્યાદિકમાં કહેલું છે. ૪૨.

હવે પ્રસંગથી કોનો કોનો સંગ છાડવો, તે કહે છે.

जूआरि वेस तक्कर, नडायारा कुकम्मकरीणं । पासंम्हि निह्नवाणं, संसग्गं धम्मिउ चयइ ॥ ४३ ॥

ભાવાર્થઃ—જુગટીઆ, વેશ્યા, ચોર, આચાર ભ્રષ્ટ, કુકર્મ કરનાર, પાખંડી અને નિહ્નવ એટલાના સંસર્ગને ધાર્મિક પુરૂષે છોડી દેવો. ૪૩.

---

૧ સમ્યકત્વ રહિતપણું.

વિવરણ:—જુગારી, વેશ્યા, ચોર, ભ્રષ્ટાચારી વિગેરે એટલે લોકીક અને લોકોત્તર સદાચારથી પતિત થયેલા, જ્ઞાતિએ બાહેર કરેલા, પાર્શ્વસ્થાદિ વા દેવદ્રવ્યને ભક્ષણ કરનારા આદિ શબ્દથી નટ, નાટકીઆ,ધૂતારા, શીકારી, કસાઇ, અને માછી વિગેરેનું ગ્રહણ કરવું. ભ્રષ્ટાચારા એ શબ્દમાં જે અંત આકાર છે તે પ્રાકૃત ભાષાને લઇને છે. કુકર્મ કરનારા એટલે સંસારને વધારનાર અનેક દુષ્કૃતને કરનાર પામર લોકો; પાખંડી એટલે બૌદ્ધ વિગેરે. નિહ્નવ એટલે શ્રુત વ્યવહાર અને જીત વ્યવહારમાં કહ્યા પ્રમાણે આચરણ કરતાં છતાં પોતે તેમાં અરસિક થઇ ઉત્સૂત્રની પ્રરૂપણા કરનારા અને માત્ર ઉપરથીજ ધર્મને ધારણ કરનારા દ્રવ્ય સાધુઓ—આ ઉપરથી એમ સિદ્ધ થયું કે, લુંપાક અને સ્તનિક વિગેરેને નિહ્નવ ગણવા નહીં. ( તેઓને તો જુદાજ ગણવા ) ઉપર કહેલા જુગારી, ભ્રષ્ટાચારી વિગેરેનો સંસર્ગ એટલે તેમની સાથે સહવાસ, સહભોગ[1],આલાપ સંલાપ અને પ્રશંસા વિગેરેથી પરિચય શ્રી ચંદ્રકુમારની જેમ ધાર્મિક એવા ઉત્તમ શ્રાવકે છોડી દેવો. તે શ્રી ચંદ્રકુમારની કથા આ પ્રમાણે છે.

# શ્રીચંદ્રકુમારની કથા.

કુશસ્થલ નામના નગરમાં પ્રતાપસિંહ નામે રાજા હતા. તેમને સૂર્યવતી નામે રાણી હતી. તેમને શ્રીચંદ્રકુમાર નામે એક કુમાર થયો હતો. તે કુમાર મિથ્યાદૃષ્ટિ, ભ્રષ્ટાચારી અને નિંદિત કુળવાળા પુરૂષોની સંગતિથી

૧ સાથે ખાવું પીવું.

રહિત, પરોપકારમાં તત્પર, સૌભાગ્યવાન્, શ્રી અર્હત્નો ભક્ત, વિશેષ જાણનાર, ન્યાયબુદ્ધિ, અને દાનાદિ ધર્મમાં તત્પર હતો. તે ચંદ્રકળા વિગેરે પોતાની સ્ત્રીઓની સાથે વિષય સુખને ભોગવતો દોગુંદકદેવની જેમ કાળ નિર્ગમન કરતો હતો. એક વખતે તે પોતાના ભાગ્યની પરીક્ષા કરવાને પિતાની આજ્ઞા વગર દેશાંતરમાં ફરવા નીકળ્યો. ત્યાં કોઇક વનમાં મદનસુંદરી નામની કન્યા સાથે વિવાહ કરી અનુક્રમે સિદ્ધપુરમાં આવ્યો. અને ત્યાં રહેલા શ્રી ઋષભ પ્રભુના ચૈત્યને વંદના કરવાને ગયો. ત્યાં તે નગરના લોકોને શોભા રહિત મુખવાળા, સંતતિ વિનાના, નિઃશુક, અને નિર્ધન એવા જોઇ પોતાની બુદ્ધિથી વિચાર કરતાં તેના મનમાં દેવદ્રવ્યના વિનાશની શંકા થઇ. તેથી તત્કાલ તેણે દેવાલયના પૂજારીઓને નગરનું સ્વરૂપ પુછયું. તેઓ બોલ્યા કે—" હે સુંદર, પૂર્વે આ નગરમાં મહિમાવડે અદ્દભુત એવા શ્રી ઋષભદેવના ચતુર્મુખ પ્રાસાદની યાત્રા કરવાને માટે સર્વ દિશાઓમાંથી આવેલા સંઘાળુ લોકોએ ભંડારનો મોટો વધારો કર્યો. તે સંઘના ગયા પછી અહીંના સર્વ લોકોએ એકઠા થઈ તે દ્રવ્ય વહેંચી લઇ ગૃહાદિકમાં અવિધિથી વાપરી બધા નગરને ચેપી રોગની જેમ અપવિત્ર કરી દીધું. તેથી કરીને આ બધું નગર શોભા રહિતપણું, નિર્ધનપણું, દુર્ભાગ્યતા, આજીવિકાની દુર્લભતા, નિઃશુકપણું ઈત્યાદિ દોષોથી દુષિત થઇ ગયું છે. માટે તમે જે અનુભવ કર્યો છે તે સંશયાદિક દોષથી રહિત, અને યથાર્થ હોવાથી પ્રશંસા કરવા યોગ્ય છે." આ પ્રમાણે સાંભળી જેના મનમાં દયા ઉત્પન્ન થઇ છે એવા શ્રીચંદ્ર નગરના ચોટામાં આવી સર્વ દોષ પ્રાપ્ત

થવાનું કારણ ત્યાંના વૃદ્ધોની આગળ નિવેદન કર્યું. વળી કહ્યું કે, "આ પ્રાસાદ જીર્ણ થઇ ગયો જણાય છે, અને તમને લાગેલ પાપ ઘણું ગાઢ થયેલું છે; જો કે સર્વ જાતનું ઋણ અશુભ છે, પણ તેમાં જે દેવઋણ છે તે તો અશુભમાં અશુભ છે." સિદ્ધાંતમાં કહ્યું છે કે, "હે ગૌતમ, દેવદ્રવ્યના ભક્ષણથી અને પરસ્રીના ગમનથી પ્રાણી સાતવાર સાતમી નરકે જાય છે" આ પ્રમાણે છે તેથી તમારે નિર્ધનપણા વિગેરે દોષને વધારનાર એવા દેવઋણની નિવૃત્તિ કરવાને માટે ઉત્સાહ પુર્વક ઉદ્યમ કરવો" આ પ્રમાણે શ્રીચંદ્રકુમારના વચનો સાંભળીને કેટલાએક દેવઋણના મહા માઠા વિપાકથી ભય પામેલા નગરજનો પોતે લીધેલા ધનને અનુસારે પુર્વે સંચય કરેલું ( કમાયેલું ) સર્વ દ્રવ્ય લીધેલ દ્રવ્યથી અધિકપણે ચૈત્યમાં અર્પણ કર્યું અને બાકી રહેલા શેષ દ્રવ્યથી પોતાની આજીવિકા ચલાવી. એ રીતે પૂર્વના દેવઋણને ટાલી નાંખવાથી તેઓ આ લોક અને પરલોકમાં સુખી થયા. અને કેટલાએકે પ્રમાદથી તેમ કર્યું નહી તેથી તેઓ ઘણાં દુઃખી થયા.

પછી શ્રીચંદ્ર સ્રી સાથે દુષિત આહારથી દુષિત એવા તે નગરને છોડી ( ત્યાં પાણી પણ પીધા વિના ) બીજે ગામ ગયા અને ત્યાં જઇને અન્ન લીધું. પછી અનુક્રમે રાજ્ય સંબંધી અનેક સુખો ભોગવી મુક્તિમાર્ગને આરાધી મુક્તિને પ્રાપ્ત થયા.

આવા રીતે શ્રીચંદ્રકેવલીના ચરિત્રને અનુસારે શ્રાવકોએ જેને માટે દેવાદિદ્રવ્યના વિનાશની શંકા થાય તેના ઘરનું ઇંધણ પણ લેવું નહીં. તેથી વધારે શું કહેવું. આમ

છતાં કદિ કુટુંબ વિગેરેના આગ્રહ કે દબાણથી તેવા કોઇ શ્રાવકના ઘરનું અન્ન કોઇ ઉત્તમ શ્રાવકને ખાવું પડે તો તેણે નિઃશૂક પણાનો પરિહાર કરવાને માટે ભોજનને અનુસારે ચૈત્ય વિગેરેમાં તેથી અધિક નિષ્ક્રય ( નકરો ) મુકવોજ. તેમ કરવાથી સૂક્ષ્મ પણ અતિચારનો લેશ થતો નથી, એમ જાણવું. તે વિષે પ્રશ્નોત્તર સમુચ્ચયના ચોથા પ્રકાશમાં શ્રી હીરવિજય સૂરિએ કહ્યું છે. તે ગ્રંથમાં કોઇ શ્રાવકે એવો પ્રશ્ન કરેલ છે કે, " દેવદ્રવ્યનું ભક્ષણ કરનારા પુરૂપને ઘેર શ્રાવકને જમવા જવું કલ્પે કે નહીં? કદિ ત્યાં જઇને જમવું પડે તો તેનું નિષ્ક્રય દ્રવ્ય દેવગૃહે મુકવું યોગ્ય છે કે નહીં ? " તેના પ્રત્યુત્તરમાં લખે છે કે, " મુખ્ય વૃત્તિએ તો તેવા શ્રાવકને ઘેર જમવુંજ કલ્પે નહીં. જો કદિ પરવશપણાથી જમવા જવું પડે તો પણ મનમાં શૂગપણું રાખવું; નિઃશૂક થવું નહીં. જમવાનું નિષ્ક્રય દ્રવ્ય દેવગૃહમાં મુકવાથી વિરોધ થાય એમ લાગે છે માટે તેને આશ્રયીને ડાહાપણથી કામ લેવું કે જેથી આગલ ઉપર અનર્થની વૃદ્ધિ ન થાય. એ પ્રમાણે પ્રવર્ત્તવું. એવી રીતે જ્ઞાન દ્રવ્ય વિગેરેમાં પણ જાણી લેવું.

ઉત્તમ સાધુએ પણ તેવા દૂષિત ઘરનાં આહારાદિક ગ્રહણ કરવા નહીં. તે વિષે એક છુટક પત્રમાં લખે છે કે, " જે જિનદ્રવ્યના ઋણને ધરાવે છે તેના ઘરમાં જો શ્રાવક ભોજન લે અને સાધુ ભિક્ષા લે તો તે બંને પાપથી લિપ્ત થાય છે. " આ સર્વનો હાર્દ એવો છે કે, ધર્મ શાસ્ત્રને અનુસારે અને લોક વ્યવહારને અનુસારે પણ પરિવાર સહિત શ્રાવકના મસ્તક ઉપર જ્યાં સુધી દેવાદિદ્રવ્યનું રણ હોય ત્યાં સુધી તે શ્રાવકના પોતાના પણ સર્વ ધન વિગેરે પરિગ્રહને ઉત્તમ જનોએ ( શ્રાવકે અને સાધુ-

એ ) દેવાદિદ્રવ્યપણે જ ગણવું, કારણ કે તે દેવાદિદ્રવ્ય સાથે મિશ્ર થયેલું છે. જેને માટે શ્રી ધનેશ્વર સૂરિ શ્રી શત્રુંજય માહાત્મ્યના પાંચમા સર્ગમાં કહે છે કે " જેમ અન્નમાં વિષનો અને દુધમાં કાંજીનો સંસર્ગ થાય તેમ પોતાના ધનની સાથે દેવગુરૂની સંપત્તિનો સંસર્ગ જાણવો. " અર્થાત્ જેમ અન્નાદિક વિષના સંસર્ગથી તેના જેવું થાય તેમ અનાભોગ વિગેરેથી પણ દેવાદિદ્રવ્યના સંસર્ગથી પોતાનું ધન પણ તેના જેવુંજ થઇ જાય છે. એથી તે દ્રવ્ય રોગ સહિત શ્રાવકાદિએ પ્રાણાંતે પણ ભોગવવું નહીં, કારણ કે આગમમાં તેનો નિષેધ કરેલો છે. કદિ ખાવું પડે તો આગળ કહેવામાં આવશે એવા વિધિ વિવેકાદિકવડે શુદ્ધ થવું. આવો વ્યવહાર સર્વત્ર માર્ગાનુસારીપણે સિદ્ધ છે.

ઉપર પ્રમાણે કહેવાથી " સંવત્ ૧૭૪૩ ના વર્ષમાં વૈશાખ સુદી ત્રીજને દિવસે કોઇએ એમ કહ્યું કે, જેણે પેહેલાં દેવદ્રવ્ય વાપર્યું હોય તેને ઘેર પછી સંઘ આહારાદિ લે તો તેનો દોષ નહીં; કારણ કે, દેવદ્રવ્ય વાપરવામાં આંતરો પડ્યો છે. પણ જે વર્ત્તમાન કાળે દેવદ્રવ્યવડે આહારાદિક નિપજાવેલ હોય તે સંઘને ન કલ્પે. વલી દેવદ્રવ્યના વાપરનારને જ્યાં સુધી સંઘે મલી સંઘ બહાર મુકયો ન હોય ત્યાં સુધી ચતુર્વિધ સંઘને તેના ઘરના આહારાદિક લેવામાં દોષ નથી. " આ પ્રમાણે પંચાંગી પરંપરાએ વિરૂદ્ધ બોલનારો કોઇ પંડિતમાની પોતાની મેલેજ પાછો પડ્યો. એમ છતાં જે પોતાની પૂજાદિકના લાભને ખાતર પાર્શ્વસ્થાદિ નિન્હવોને અનુસરીને ઉત્સૂત્ર ભાષણ કરે, તેવા દુર્લભ બોધિ પુરૂષનું દર્શન પણ સત્પુરૂષોને અનુચિત

છે; કારણ કે તે સંસારનું કારણ છે. જેને વિષે શ્રી પ્રદ્યુમ્ન સૂરિ મૂલશુદ્ધિપ્રકરણમાં લખે છે કે, " જે પરિવારની પૂજાને માટે તેમજ પાર્શ્વસ્થાદિકની અનુવૃત્તિથી શુદ્ધ વાત કહે નહીં તેને દુર્લભ બોધિ જાણવો." શ્રી આવશ્યક સૂત્રની ભાષ્યમાં પણ કહ્યું છે કે, જે જિનવચનની વિરૂદ્ધ વચન બોલે અથવા માને, તેનું દર્શન પણ સમ્યક્ દૃષ્ટિને સંસારને વધારનારૂં છે." અર્થાત્ કરવા યોગ્ય નથી. ૪૩.

હવે આ વિષયને સમાપ્ત કરવાની ઇચ્છાથી કહે છે-

**तम्हा सव्वपयत्तेणं, तं तं कुज्जा विअक्खणो । जेण धम्मस्स खिंसं तु, न करेइ अबुहो जणो ॥ ४४ ॥**

भावार्थः—તેમાટે વિવેકી પુરૂષોએ સર્વ પ્રયત્નથી તેવું કામ કરવું કે જેથી અજ્ઞાની માણસ પણ ધર્મની નિંદા કરે નહીં. ૪૪

વિવરણ:—તે માટે વિવેકી પુરૂષોએ સર્વ શક્તિથી તેવી રીતે પ્રયત્ન કરવો કે જેથી બાલક પણ શ્રી અર્હત્ શાસનની પ્રશંસા કરે-આ પ્રમાણે ગાથાનો અર્થ છે. શાસનની પ્રભાવના કરવાથી તીર્થંકરપણાની પ્રાપ્તિ વિગેરે ફળ થાય છે. તે વિષે કહ્યું છે કે, " અપૂર્વજ્ઞાનને ગ્રહણ કરવું, શ્રુતની ભક્તિ કરવી અને પ્રવચનની (જૈનશાસનની) પ્રભાવના કરવી-એ કારણોથી જીવ તીર્થંકરપણાને પામે છે." વળી કહ્યું છે કે, ' ભાવના કેવળ તેના ભાવનારનેજ મોક્ષ આપે છે અને પ્રભાવના તો પોતાને અને

બીજાને પણ મોક્ષ આપે છે.' પ્રભાવના એટલે પોતાના તીર્થ ( શાસન ) ની ઉન્નતિની હેતુ રૂપ ચેષ્ટાઓમા પ્રવર્ત્તવું તે. આ પ્રમાણે પાંચમું દ્વાર સમાપ્ત થયું. ૪૪.

॥ इति पंचम द्वारं समाप्तम् ५

હવે આલોચનાથી દોષની શુદ્ધિ બતાવે છે.

**पक्खिय चाउम्मासिय, आलोअणा णियमउ अ दायव्वा ॥ गहणं अभिग्गहाणय, पुव्वगाहिए णिवेएउं ॥ ४५ ॥**

ભાવાર્થઃ—પાક્ષિક, ચાતુર્માસિક અને વાર્ષિક આલોયણા નિયમ પૂર્વક કરવી અને પૂર્વ ગ્રહિત અભિગ્રહોને શુદ્ધ કરીને નવા અભિગ્રહ ગ્રહણ કરવા. ૪૫.

વિવરણ:—પાક્ષિક, ચાતુર્માસિક અને મૂલમાં च શબ્દ છે તેથી વાર્ષિક વિગેરે આલોચના પણ કરવી. એટલે આવશ્યક નિર્યુક્તિને અનુસારે પક્ષાદિકને અંતે પાપથી બીનારા પુરૂષે ગુરૂની આગલ, સામાન્યે પણ જરૂર આલોયણા કરવી, તે પછી પ્રતિક્રમણ કરવું, તેમ કરવાથી પ્રાયશ્ચિત્ત વિધિ વડે શોધાતો ભવ્ય પ્રાણી દર્પણની જેમ ઉજ્વલ થાય છે. જો તેમ ન કરે તો અતિ કાલના વ્યવ-

ધાનથી ( ઘણો કાળ થઈ જવાથી ) રોગ, વ્રણ, વ્યાજ અને શત્રુની જેમ વધતા એવા સૂક્ષ્મ ગુણઘાતી દોષ પછી ઉપાયથી પણ હઠે નહીં તેવા દૃઢ થઇ પડે છે. તે વિષે શ્રી ભગવતી વિગેરેમાં સાંભળ્યું છે કે, " જેઓ કર્મની આલોચના કે પ્રતિક્રમણ કરતા નથી તેઓ તુચ્છ ફલને પામે છે. " એથી પછી વિશેષ દોષનો સંભવ છે માટે તે સમયેજ આલોયણા પૂર્વક ગુરૂ પાસેથી પ્રાયશ્ચિત્ત ગ્રહણ કરવું. એ તત્ત્વ છે. ૪૫.

તે આલોયણાનો વિધિ શ્રાદ્ધજીતકલ્પ, પંચાશક વિગેરે ગ્રંથોને અનુસારે બતાવે છે.

**इत्थं पुण एस विही, अरिहो सुगुरुंमि दलइअ कमेण। आसेवणाइणा खलु, सम्मं दव्वाइ सुद्धस्स ॥ ४६ ॥**

ભાવાર્થઃ—એનો ( આલોચના લેવાનો ) આ વિધિ છે. યોગ્ય આલોયણનો લેનાર ઉત્તમ ગુરૂની પાસે આસેવના–આલોચનાના ક્રમવડે યથાર્થ ભાવ પ્રકાશ કરી દ્રવ્યાદિની શુદ્ધિ સહિત આલોયણા કરે. ૪૬.

વિવરણઃ—અહિ આલોચનાનો જે વિધિ છે તે આગળ કહેવામાં આવશે તે પ્રમાણે જાણી લેવો. યથાયોગ્ય આલોચના કરનાર છેદમાં કહેલા ગુણને યોગ્ય એવા ગુરૂ

જે આલોચનાચાર્ય હોય તેની પાસે આલોચના કરે છે. તે પણ ક્રમવડે એટલે આનુપૂર્વીવડે કરે છે. તે કેવો ક્રમ કે જે પ્રમાણે આસેવના કરેલ હોય તેવો. મૂલમાં આદિ શબ્દ છે તેથી આલોચનાના ક્રમનું પણ ગ્રહણ કરવું. અર્થાત્ આસેવના ક્રમ પણ જાણવો અને આલોચના ક્રમ પણ જાણવો. વલી સમ્યક્ એટલે યથાર્થ આકુટ્ટિક વિગેરે પોતાના ભાવને પણ પ્રકાશ કરે. તથા દ્રવ્યાદિકની શુદ્ધિ છતાં એટલે પ્રશસ્ત દ્રવ્યાદિક છતાં આલોચના કરે. ૪૬.

હવે અર્હદ્વાર એટલે આલોચના લેનાર કેવો જોઇએ તે બતાવે છે.

( युग्मम् )

संविग्गो उ अमाई, मइमं कप्पठिउ अणासंसि । पन्नवणिज्जो सद्धो, आणायत्तो दुकम्मतावी ॥ ४७ ॥

तव्विहिसमूस्सगो खलु, अभिग्गहासेवणाइ लिंगजुउ । आलोअणापयाणे, जुग्गो भणिउ जिणंदेहिं ॥ ४८ ॥

भावार्थः—સંવેગ–વૈરાગ્ય ધારણ કરનાર, કપટ રહિત, વિવેકી, સ્થવિરાદિ કલ્પ અથવા શ્રાદ્ધસમા-

**ચારીમાં રહેલ, આશંસા ન રાખનાર, હઠ વિનાનો, શ્રદ્ધાલુ, આપ્ત પુરૂષની આજ્ઞાને આધીન, અતિચારથી અનુતાપ કરનાર, આલોચનાની વિધીમાં તત્પર, અને આલોચનાને યોગ્ય એવા અભિગ્રહ–આસેવનાદિ લક્ષણોએ યુક્ત એવો ભવ્ય પુરૂષ શ્રી તીર્થંકરોએ આલોચના આપવાને યોગ્ય કહેલો છે. ૪૭–૪૮.**

આલોચના લેનાર કેવો હોય ? તે બતાવવા માટે તેના યોગ્યતાસુચક ગુણો કહે છે.

વિવરણ:—૧ જે સંવેગવાળો હોય તે સંસારથી વિમુખ હોવાને લીધે આલોયણા આપવાને યોગ્ય છે. કારણ કે, તેનાજ દુષ્કરણ ( દુષ્કૃત્ય ) નહીં કરવાના અથવા દુષ્કર પણ પ્રાયશ્ચિત્ત કરવાના અધ્યવસાય હોય છે. તેથી તેને આલોચના લેવી સેહેલી થઇ પડે છે. ૧ તે વિષે કહ્યું છે કે, “ વૈરાગ્ય વિનાનો પ્રાણી આલોયણ લઇ શકતો નથી કારણ કે પ્રથમ તો તે પોતાનું દુશ્ચરિતજ પ્રગટ કરી શકતો નથી. ” જે અમાયી એટલે શઠ ન હોય તે આલોચનાને યોગ્ય છે. કારણ કે જે માયાવી હોય તે યથાર્થ દુષ્કૃત કહેવાને શક્તિમાન્ થતો નથી. ૨ તેમજ જે વિવેકી હોય તે આલોચનાને યોગ્ય છે. તે શિવાય બીજો આલોચનાનું સ્વરૂપજ જાણતો નથી. ૩ વલી આલોયણ લેનાર મુનિ હોય તો જે સ્થવિરાદિ કલ્પમાં રહ્યો હોય અથવા શ્રાવક હોય તો શ્રાવક સમાચારીમાં રહેલો હોય તે આલોચનાને યોગ્ય છે. તે શિવાય બીજાને અતિચાર સંબંધી જુગુપ્સા-

જ થતી નથી. ૪. વલી જે અનાશંસી હોય એટલે આલોયણ લેવાથી આચાર્યાદિકની આરાધના થશે એવી આશા રાખતો ન હોય, અથવા સાંસારિક ફળની અપેક્ષા રાખનાર ન હોય જે આશંસા રાખનાર હોય તેને સર્વ અતિચારની આલોચના કરવાનોજ અસંભવ છે. કારણ કે પ્રથમ તો આશંસા રાખવી તેજ અતિચાર છે. ૫. વળી જે પ્રજ્ઞાપનીય એટલે હઠ નહીં રાખનારો હોય અર્થાત્ ગુરૂને આધીન હોવાથી સુખે બોધ કરી શકાય તેવો હોય, જો હઠ રાખે તેવો હોય તો તે દુરાગ્રહી હોવાને લીધે અકૃત્ય વિષયથી નિવૃત્ત જ થાય નહીં. ૬. વળી જે શ્રદ્ધાળુ હોય, કારણકે શ્રદ્ધાળુજ ગુરૂએ કહેલી શુદ્ધિ ઉપર શ્રદ્ધા રાખે છે. ૭. તેમજ જે આજ્ઞાને આધીન હોય એટલે આપ્તોપદેશ પ્રમાણે વર્ત્તનાર હોય, તેવો પુરૂષ જ પ્રાયે અકૃત્ય કરતો નથી. ૮. વલી જે દુષ્કૃતતાપી હોય, એટલે અતિચારના આસેવનથી પશ્ચાત્તાપ કરનારો હોય, વારંવાર ચિત્તમાં તપ્યા કરતો હોય, તેજ યથાર્થ રીતે તેની આલોચના કરી શકે છે. ૯. વળી જે આલોચનાની વિધિમાં તત્પર હોય, તેવો માણસ જ થયેલી અવિધિનો પ્રયત્નવડે ત્યાગ કરે છે. ૧૦. વળી અભિગ્રહની આસેવના વિગેરેથી તેમજ દ્રવ્યાદિકના નિયમ કરવાની, કરાવવાની અને અનુમોદના કરવાની પ્રકૃતિરૂપ ચિન્હોથી જે આલોચનાની યોગ્યતાના લક્ષણોએ યુક્ત હોય. ૧૧. આવો ભવ્ય પુરૂષ શ્રીજિનેશ્વર ભગવંતે આલોચના આપવાને યોગ્ય કહ્યો છે. આ પ્રમાણે બે ગાથાનો અર્થ છે. ૪૭-૪૮-

હવે આલોચના આપનાર ગુરૂ કેવા જોઇએ તે કહે છે.

आयारव मोहारव, ववहारु व्वीलए प-

कुव्वीअ । अपरिस्सावी निज्जव, अवाय-
दंसी गुरू भणिअ ॥ ४९ ॥

भावार્થ—આચારવાળા, આલોચના કરનારના અપરાધોને અવધારણ કરનાર, શાસ્ત્રના વ્યવહારને જાણનાર, અતિચારને છુપાવતા માણસની શરમને ઉપદેશથી છોડાવનાર, યોગ્ય પ્રાયશ્ચિત આપી શુદ્ધિ કરનાર, આ લોચકે કહેલા દુષ્કૃત્ય બીજાને નહીં કહેનાર, યોગ્યતા પ્રમાણે પ્રાયશ્ચિત આપી નિર્વાહ કરાવનાર, અને દેશકાલાદિ વિઘ્નને જોનાર, આવા ગુરૂ આલોચના આપવાને યોગ્ય કહેલા છે. ૪૯.

વિવરણઃ—જે આચારવાળો હોય એટલે જ્ઞાન અને આ સેવના ( ક્રિયા ) વડે જ્ઞાનાદિ પાંચ આચાર યુક્ત હોય, ગુણિપણાને લીધે તેવા પુરૂષના વચન ઉપર જ શ્રદ્ધા થાય છે. ૧. વળી જે અવધારવાન્ એટલેઆલોયણા કરનારનારના અપરાધોની અવધારણા કરી શકે તેવા હોય, તેવા ગુરૂ સર્વ અપરાધોની યથાર્થ અવધારણા કરવાને સમર્થ થાય છે. ૨. વળી વ્યવહારવાન્ એટલે આગમ વ્યવહાર, શ્રુતવ્યવહાર, આજ્ઞા વ્યવહાર, ધારણા વ્યવહારને જીત વ્યવહાર એ પાંચ વ્યવહારોમાંથી કોઇપણ વ્યવહારવડે યુક્ત હોય, તેવા ગુરૂ જ યથાર્થ શુદ્ધિ કરવાને સમર્થ થાય છે. હાલમાં પાંચમો જીત વ્યવહાર મુખ્ય છે. ૩. વળી લજ્જાથી અતિચારને છુપાવતા એવા પુરૂષને તેને અનૂકુલ એવા

ઉપદેશો આપીને જે લજ્જા છોડાવે છે તે અપવ્રીડક કહેવાય છે એવા ગુરૂ આલોચના કરનારને અત્યંત ઉપકારી થાય છે. ૪. અતિચારની આલોચના કરનારા પુરૂષોને પ્રાયશ્ચિત આપીને જે ઉત્કર્ષપણે શુદ્ધિ કરાવવાના શીલવાળા હોય તે પ્રકુર્વી કહેવાય છે. કદિ કોઇ આચારપણા વિગેરે ગુણોએ યુક્ત હોય પણ શુદ્ધિદાનને આપી શકે તેવા ન હોય એના વ્યવચ્છેદને માટે પ્રકુર્વીએ જુદું લક્ષણ આપ્યું છે. ૫. તથા આલોચકે કહેલું અકૃત્ય જે બીજાને જણાવે નહીં તે અપરિશ્રાવી કહેવાય. જો તેવા ન હોય તો તે આલોચક પુરૂષોની લઘુતા કરાવે છે. ૬. તથા જે આલોચના કરનારનો નિર્વાહ કરે તેવા હોય એટલે જે જેવો સમર્થ હોય તેને તેવું પ્રાયશ્ચિત આપે તેવા હોય, તેને નિર્વાહક કહીએ. ૭. તથા જે અપાય દર્શી એટલે દુકાલ દુર્બલત્વ વિગેરે આ લોકના અનર્થને જોનારા હોય અથવા દુર્લભ બોધિપણા વિગેરે અપાય ( આગામી કષ્ટો ) અતિચારવાળાને બતાવનાર હોય, એથી તેવા ગુરૂ આલોચકને ખરેખરા ઉપકારી થાય છે. ૮ ઉપલક્ષણથી ગીતાર્થપણું પરોપકારમાં તત્પરપણું, અનુમાન કરવાપણું, અને નિષ્કપટપણું ઇત્યાદિ બીજા ગુણોને પણ ગ્રહણ કરવા. તેમાં જે નિશીથાદિ સૂત્રોને ધારવાપણું તે ગીતાર્થપણું અને બિજાના ચિત્તનું ઇંગિતાદિવડે નિશ્ચય કરવાપણું તે અનુમાન કરવાપણું જાણવું. ઇત્યાદિ ગુણોથી યુક્ત એવા ગુરૂ પ્રાયશ્ચિત આપવાને યોગ્ય છે એમ શ્રીજિનેશ્વર ભગવંતે કહ્યું છે. તેઓમાં જે આચારવત્વાદિ ગુણો છે તે આલોચના આપનાર ગુરૂને ઉપલક્ષણ રૂપે જાણવા. તેથી પ્રાયશ્ચિત આપી શુદ્ધિ કરાવનારમાં ગીતાર્થ પણાનું મૂળ લક્ષણ જાણવું. તેને લીધે પાર્શ્વસ્થાદિ પણ તે કાર્યમાં અગુરૂપણે લક્ષ્ય થાય છે. એથી કરીને જે

ઉપર કહેલા ગુણ સમુદાયથી રહિત છે તે શુદ્ધિ કરવાને સમર્થ નથી. એવો અર્થ સમજવો. આ ઉપરથી એવો તત્ત્વાર્થ નીકલે છે કે, જઘન્યપણે ઉપર કહેલા ગુણવાળા અને ઉત્કૃષ્ટથી આચાર્યના છત્રીશ વિગેરે ગુણવાળા ગુરૂ જાણવા. ૪૯.

હવે આલોચના કરાવનાર આચાર્યને ઉત્સર્ગ અને અપવાદવડે બતાવે છે.

आयरिआइ सगच्छे, संभोइअ इअर गीयपासत्थो । सारूवा पच्छाकड, देवय पडिमा अरिह सिद्धो ॥ ५० ॥

અર્થ–સાધુ વા શ્રાવકે, પોતાના ગચ્છના આચાર્યાદિ, સંભોગિક અસંભોગિક, ગીતાર્થ પાસત્થા, ગીતાર્થ જેવા, પશ્ચાત્કૃત, દેવતા, અરિહંત પ્રતિમા, અથવા અર્હત્ સિદ્ધની સામે ( ક્રમે ક્રમે અભાવ સતે) આલોયણ લેવી. ૫૦

ભાવાર્થ—સાધુ વા શ્રાવકે પ્રથમ પોતાના ગચ્છમાં જે આચાર્ય હોય તેની પાસે આલોચના લેવી, તે ન હોય તો ઉપાધ્યાય પાસે, તેને અભાવે પ્રવર્ત્તક, સ્થવિર, ગણાવચ્છેદક પાસે, તેને અભાવે એક સામાચારી વાળા ગચ્છના આચાર્યાદિ પાસે તેને અભાવે અન્ય-

સામાચારીવાળા ગચ્છના આચાર્યાદિ પાસે, તેને અ-ભાવે ગીતાર્થ એવા પાસથ્થાની પાસે, તેને અભાવે ગીતાર્થ સારૂપીક ( ગીતાર્થ જેવા ) ની પાસે, તેને અભાવે ચારિત્ર તજીને થયેલા ગૃહસ્થ પાસે, તેને અ-ભાવે દેવતાની પાસે, તેને અભાવે અર્હત્ પ્રતિમાની પાસે અને તેને અભાવે અર્હત્ સિદ્ધની સન્મુખ રહીને આલોચણા લેવી. ૫૦.

વિવરણઃ—સાધુએ અથવા શ્રાવકે નિશ્ચયે પ્રથમ તો પોતાના ગચ્છના આચાર્યની પાસે આલોયણા લેવી. તેને અભાવે ઉપાધ્યાયની પાસે, તેને અભાવે પ્રવર્ત્તક, સ્થવિર વા ગણાવચ્છેદક મુનિની આગળ આલોયણા લેવી. તેને અભાવે સાંભોગિક એટલે એક સમાચારીવાળા બીજા ગ-ચ્છના આચાર્યાદિકની પાસે આલોચના લેવી. જો તેઓનો પણ અભાવ હોય તો બીજા અસાંભોગિક એટલે અન્ય સમાચારીવાળા પણ સંવેગી ગચ્છના આચાર્યાદિ પાસે આલોયણા લેવી. તેમને અભાવે ગીતાર્થ પાર્શ્વસ્થની પાસે લેવી. તેનો અભાવ હોય તો ગીતાર્થ સારુપિકની આગળ લેવી. તેનો પણ અભાવ હોય તો ગીતાર્થ છતાં મુનિપણું મુકી દીધેલા ગૃહસ્થની આગળ આલોચના લેવી. અહિં, સારૂપિક એટલે શ્વેતવસ્ત્ર ધારણ કરનાર, મસ્તકે કેશ નહીં રાખનાર, અબદ્ધ કચ્છ એટલે કાછડી નહીં વાળનારા, ર-જોહરણ વિનાના, બ્રહ્મચર્ય વિનાના તેમજ સ્ત્રી વગરના અને ભિક્ષાગ્રાહી એવા પુરૂષ જાણવા. અને સિદ્ધ પુત્ર એટલે માથે શિખા રાખનાર તેમજ સ્ત્રીવાળા પુરૂષ સમ-જવા. પશ્ચાત્કૃત એટલે ચારિત્રનો તથા મુનિ વેષનો ત્યાગ

કરનાર ગૃહસ્થ જાણવા. તેવા પાર્શ્વસ્થાદિકની પાસે પણ આલોયણ લેતાં ગુરૂની જેમ વંદનાદિવિધિ કરવો. કારણ કે વિનય મૂળ ધર્મ છે. જો કદિ પાર્શ્વસ્થાદિ પોતે ગુણહીન છે એવું જાણીને વંદના કરાવે નહીં તો તેમને આસન ઉપર બેસારી પ્રણામ માત્ર કરીને આલોયણા લેવી અને જો પશ્ચાત્કૃત પાસે લેવી પડે તો તેનામાં ઇત્વર સામાયિકનું ( થોડા વખતના સામાયકનું ) આરોપણ કરીને અને મુનિવેશ આપીને યથાવિધિ તેની પાસે આલોચના કરવી. કદિ જો પાર્શ્વસ્થાદિનો પણ અભાવ હોય તો રાજગૃહાદિ નગરની બહારના ગુણશિલાદિ સ્થાનમાં જ્યાં અર્હંત તથા ગણધરાદિએ ઘણીવાર પ્રાયશ્ચિત્ત આપેલું જે દેવતાએ જોયેલું હોય તે ઠેકાણે જઇ તે સમ્યગ્દૃષ્ટિ દેવતાને અઠ્ઠમાદિ આરાધનવડે પ્રત્યક્ષ કરી તેમની આગળ આલોચના લેવી. કદિ જો તે દેવતા ચવી જઇને બીજો ઉત્પન્ન થયેલ હશે તો તે મહાવિદેહ વિગેરે ક્ષેત્રમાં જઇ અર્હંતને પુછી આવીને પ્રાર્યશ્ચિત્ત આપશે. જો તેનો પણ અભાવ હોય તો અર્હંત પ્રતિમાની આગળ આલોયણા કરીને પોતાની મેળે પ્રાયશ્ચિત અંગીકાર કરવું. જો તેનો પણ અભાવ હોય તો પૂર્વ અથવા ઉત્તર દિશા તરફ મુખ રાખી અર્હંત સિદ્ધાની સમક્ષ પણ આલોયણા લેવી.

વ્યવહારસૂત્રમાં પણ તે મતલબને મળતો પાઠ સ્પષ્ટ જોવામાં આવે છે. તેની ટીકાનો અર્થ આ પ્રમાણે-" જ્યાં સમકિત દૃષ્ટિઓએ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કરાવી પ્રતિષ્ઠિત કરાવેલા વિધિ ચૈત્યો હોય ત્યાં તે પ્રતિમાની આગળ આલોચના કરવી. પણ સર્વ પાર્શ્વસ્થાદિકોએ પ્રતિષ્ઠિત કરેલા અવિધિ ચૈત્યો હોય ત્યાં જઇને આલોચના કરવી

નહીં. કારણ કે, તેથી આજ્ઞા અતિક્રમાદિ દોષનો સંભવ છે અને તે ચૈત્યમાં પણ અનાયતનપણું હોય છે. જેને માટે શ્રીહરિભદ્રસૂરિકૃત સમ્યકત્વ કુલકને વિષે પણ કહ્યું છે કે, "અશઠ ( મુર્ખ નહીં ), કુમાર્ગનેત્યજી દેનારા અને કુમતિ વિનાના અધિકારીએ કરાવેલુ જિનમંદિર વંદનિક છે. તેમજ એવા અધિકારીએ બનાવેલા જિનભુવનમાં વિધિપૂર્વક કરાવેલા અને સુવિહિત મુનિએ ભલે પ્રકારે પ્રતિષ્ટા કરેલા જિનબિંબ હોય તે વંદનિક છે." વ્યવહાર ભાષ્યમાં પણ કહ્યું છે કે-"સુગુરૂના ઉપદેશવડે, આગમમાં કહેલ વિધિ પ્રમાણે, ન્યાયોપાર્જિત દ્રવ્યવડે, શ્રાવકે કરાવેલા જિનભુવનને જિનેશ્વર આયતન કહે છે. સમ્યક્‌જ્ઞાન દર્શન ચારિત્રને મુકી દઇને સાધુએ ગ્રહણ કરેલા જે જિનબિંબવાળા જિનભુવન તે યુક્તિ પૂર્વક વિચારતાં અનાયતન હોય છે. અનાયતન જે છે તે જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ગુણનો ઘાત કરનાર સ્થાનક છે તેથી મોક્ષાર્થી સુધર્મીજને વિશુદ્ધ ભાવવડે તેનો ત્યાગ કરવો." પુષ્ટાલંબનમાં તો તે પણ વંદનિક છે. વૃહદ્ ભાષ્યમાં કહ્યું છે કે "વિધિચૈત્ય ન હોય તો શ્રદ્ધા ભંગાદિ કારણને જાણીને મુનિ ત્યાં પણ જાય. પણ અગિતાર્થ પાસે ન જાય." તે કારણ માટે "ભોભો મિત્ર ! હું જ્યાં જ્યાં જિનાલય દેખું છું ત્યાં ત્યાં સાવદ્ય જણાય છે." ઇત્યાદિ મહાનિશીથસૂત્રના પાંચમા અધ્યયનનું વચન છે. તેથી સુવિહિતમાં મુખ્ય એવા શ્રીકુવલયપ્રભસૂરિએ ચૈત્યોદ્ધાર કરવાનો ઉપદેશ આપ્યો નથી. કારણ કે તેથી અવિધિરૂપ મિથ્યાત્વની વૃદ્ધિ થવા સંભવ છે. હાલના સમયમાં તો જીત વ્યવહારને અનુસારે અન્યતીર્થીય જયોતિષના અધ્યયનની જેમ સમ્યક્ત પ્રકરણ અને દર્સનશુદ્ધિ પ્રકરણાદિકને અનુસારે દેશ થકી અવિધિ ચૈ-

ત્યપણ ઉત્સર્ગથી વંદન યોગ્ય છે" અશઠ એવા ગીતાર્થો એ પ્રતિપન્ન કરેલા જીતવ્યવહાર પ્રમાણે ચતુર્થીનું પર્યુષણાપર્વ વિગેરે અંગીકાર કરવામાં આવે છે તેની જેમ શ્રી જિનાજ્ઞાનો વિચ્છેદ ન થાય તે માટે શાસ્ત્રોને અનુસારે ન્યૂનાધિક પણે ગીતાર્થ પુરૂષોએ કરેલી મર્યાદારૂપ હોવાથી" આ વિષે વધારે ખુલાસો ષટ્ત્રિંશત્જલ્પ નામના ગ્રંથમાંથી જાણી લેવો. અહીં તો માત્ર દિગ્દર્શન જ કરાવ્યું છે.

વળીઅહીં એવો પણ સાર નીકળે છે કે પાર્શ્વસ્થાદિ હોય પણ તે જો ગીતાર્થ હોય તો તેમની પાસે આલોયણા લેવી. પણ સંવેગી છતાં જો અગીતાર્થ હોય તો તેની પાસે લેવી નહીં. તે વિષે કહ્યું છે કે, "અગિતાર્થ ચારિત્રની શુદ્ધિને જાણે નહીં તેથી ન્યુન વા અધિક આલોયણ આપી દેય જેથી તે પોતાને તથા આલોચકને ઉલટા સંસારમાં પાડે." આ કારણ માટેજ ગીતાર્થ મળવા દુર્લભ હોય તોકાળથી બાર વર્ષ સુધી અને ક્ષેત્રથી સાતસો યોજન સુધી તેની ગવેષણા કરવી એમ આગમમાં કહેલું છે. એવીરીતે ગિતાર્થનો યોગ ન બને તો પણ આલોચના લેવાની તત્પરતાવાળો પુરૂષ નિઃશલ્ય હોવાથી આલોચના લીધા વિના પણ આરાધક થાય છે. કહ્યું છે કે, "જે આલોચના લેવાના પરિણામવાળો થઇને ગુરૂની પાસે જતો હોય તે માર્ગમાંજ કાળ કરે તો પણ તે આરાધક થાય છે." એથી પ્રતિક્રમણમાં પણ પ્રથમ શુદ્ધિના મૂળ રૂપ ભાવ આલોચના જ પ્રવર્ત્તે છે. એ પણ સિદ્ધ થયું. ૫૦

હવે આલોચન ક્રમ દ્વાર કહે છે.

दुविहेणाणुलोमेणं, आसेवणा वियडणा निहाणेणं । आसेवणाणुलोमं, जं जह आसेविअं विअडे ॥ ५१ ॥

आलोअणाणुलोमं, गुरुगवराहे उ पच्छउ नियडे । पणगाइणाकमेणं, जह जह पच्छित्तवुड्ढीउ ॥ ५२ ॥

भावार्थ—બે પ્રકારના આનુલોમ્ય ક્રમથી આલોચના થાય છે. આ સેવના અનુલોમ્ય ને આલોચનાનુલોમ્ય. તેમાં પેલું આસેવનાનુલોમ્ય છે. તે આલોયણા લેનાર જે ક્રમવડે આ સેવન કરેલ હોય તે ક્રમ પ્રમાણે પ્રકાશીત કરે તે. અને બીજું આલોચનાનુ લોમ્ય છે તે આલોયણા લેનાર લઘુ અપરાધની પછી ગુરૂ અપરાધની આલોયણા કરે, તે એવા ક્રમથી કે જેમાં પાંચ, દશ, પંદર વિગેરેના ક્રમવડે જેમ પ્રાયશ્ચિત્તની વૃદ્ધિ થાય તેમ આલોચના પ્રગટ કરવામાં આવે. ૫૧—૫૨.

વિવરણ:—બે પ્રકારના આનુલોમ્ય ક્રમવડે આલોચના કરાય છે. તેમાં પહેલું આસેવનાનુલોમ્ય તેનું નામ

કે જે ક્રમવડે આસેવન કરેલ હોય તે ક્રમવડે આલોચના લેનાર પ્રકાશ કરે. અને બીજું આલોચનાનુલોમ્ય તેનું નામ કે જેમાં લઘુ અપરાધની પછી મોટા અપરાધની આલોચના કરે. તે કેવી રીતે કરાય ? તે કહે છે. પાંચ દશ વિગેરેના ક્રમથી જેમ પ્રાયશ્ચિત્તની વૃદ્ધિ થતી જાય તેમ આલોચના કરે. જેમકે લઘુ અતિચારમાં પંચક નામે પ્રાયશ્ચિત્ત, ગુરૂ અતિચારમાં દશક પ્રાયશ્ચિત્ત અને અતિશે ગુરૂ અતિચારમાં પંચદશ પ્રાયશ્ચિત્ત ઇત્યાદિ. અહિં ગીતાર્થ પુરૂષ તો આલોચનાનુલોમ્યવડેજ આલોચના કરે છે તેનું કારણ કે તે ( પ્રાયશ્ચિત્ત ) ગીતાર્થ ગમ્ય છે. અને જે ઇતર એટલે ગિતાર્થ સિવાયના અગિતાર્થ હોય તે આસેવનાનુલોમ્યવડેજ આલોચના કરે છે કારણ કે, તે આલોચનાનુલોમ્યનો ક્રમ જાણતા નથી. વળી તેને એવી રીતે જ અતિચારો યાદ કરવા ઠીક પડે છે.'૫૧—૫૨.

હવે સમ્યગ્દ્વારનું વિવેચન કરે છે.

तह आउहिअ दप्प प्पमाय, कप्पा तहा य जयणाए । कज्जे संभमहेउं, जहट्ठिअं सव्वमालोए ॥ ५३ ॥

भावार्थः—જે આકુટી, દર્પ અને પ્રમાદથી તેમજ કલ્પથી તથા યતના, સંઘાદિકનું કાર્ય અને સંભ્રમથી જે આસેવિત થયેલું હોય તે સર્વ યથાસ્થિત ગુરૂને નિવેદન કરીને આલોચવું. ૫૩.

વિવરણઃ—અહીં તથા શબ્દ યથાક્રમ અર્થમાં છે. આકુટ્ટિક એટલે ઉત્કંઠીતપણાથી, દર્પ એટલે ગર્વ યુક્ત ધાવન વલ્ગનાદિ ચેષ્ટા વિગેરેથી. પ્રમાદ એટલે મદ્યાદિકના પાનથી અથવા વિસ્મૃતિ વિગેરેથી એ સર્વેથી તથા કલ્પ એટલે અશિવાદિક પુષ્ટાલંબનથી અથવા કલ્પ એટલે યતના વિષય તે આ પ્રમાણે યથાશક્તિ સંયમરક્ષારૂપ બુદ્ધિ જે યતના તેવડે, કાર્યે એટલે સંઘાદિકને પ્રયોજને તથા સંભ્રમ હેતુમાં એટલે અગ્નિવડે લ્હાય થઇ હોય ઇત્યાદિમાં અને અયતના એટલે અપેક્ષા વગર કરેલી સંયમની રક્ષાવડે જે આસેવન કરેલું હોય તે સર્વની આલોચના કરવી એટલે કે તે સર્વ ગુરૂને નિવેદન કરી દેવું. શુદ્ધિની ઇચ્છાવાલા આલોચકે લજ્જાથી કાંઇપણ છુપાવવું નહીં. કારણ કે, જ્યાં સુધી પાપરૂપ શલ્ય ગયું ન હોય ત્યાં સુધી તે આરાધક થતો નથી. તે સંબધમાં કહ્યું છે કે, " જે લજ્જાદિક ગારવથી અથવા બહુ શ્રુતપણાના મદથી પોતાને લાગેલા સર્વ અતિચાર ગુરૂને કહે નહીં તો તેને આરાધક જાણવો નહીં. " અહીં ગારવનો અર્થ એમ સમજવો કે, રસાદિ ગારવના પ્રતિબદ્ધપણાથી તપ કરવાની ઇચ્છા ન હોવાને લીધે પોતાના અતિચારાદિ પ્રગટ ન કરે. ૫૩.

॥ अथ द्रव्यादिशुद्धि फल माह ॥

હવે દ્રવ્યાદિશુદ્ધિનું ફલ કહે છે.

**दव्वाईसु सुहेसु, देया आलोअणा जउ तेसु । हुंति सुहभावबुद्धी, पाएसुसहाउ सुहहेउं ॥ ५४ ॥**

ભાવાર્થઃ—ઉત્તમ પુરૂષે દ્રવ્યાદિ સુખોને વિષે પણ આલોઅણા લેવી. તો તેથી શુભ ભાવની વૃદ્ધિ થાય છે અને પ્રાયે સુખની હેતુ એવી સારી સહાય પ્રાપ્ત થાય છે. ૫૪.

( આ ગાથા સુગમ હોવાથી વિવરણ કર્યું નથી. )

હવે દ્રવ્યાદિશુદ્ધિ વિષે વિવેચન કરે છે.

दव्वे खीरदुमाई, जिणनुवणाई अ
हुंति खित्तंमि । पुन्नतिही पन्निइ काले,
सुहोवउगाइ नावेसु ॥ ५५ ॥

ભાવાર્થ—દ્રવ્યશુદ્ધિમાં વડ વિગેરે વૃક્ષો, ક્ષેત્ર શુદ્ધિમાં જિનભુવન વિગેરે ક્ષેત્રો, કાળશુદ્ધિમાં પૂર્ણાતિથિ વિગેરે તિથિઓ અને ભાવશુદ્ધિમાં શુભ ઉપયોગ વિગેરે. અર્થાત્ તેવા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને વિષે વિધિવડે ગુરૂ સાક્ષીએ શુદ્ધિ કરવી. ૫૫.

વિવરણઃ—આ ગાથાની વ્યાખ્યા સુગમ છે. તેમાં વિશેષ જાણવાનું એટલું છે કે ક્ષીરવૃક્ષ એટલે રાયણ તથા વડનું વૃક્ષ વિગેરે. આદિ શબ્દથી ચંપો, આસોપાલવ અને આંબા વિગેરેનું ગ્રહણ કરવું. જિનભુવનાદિમાં આદિ શબ્દથી બીજાં પણ શુભ ક્ષેત્રોનું ગ્રહણ કરવું. તે વિષે કહ્યું છે કે, " ઇક્ષુ ( શેરડી ) ના વનમાં, શાળીના વનમાં, ચૈ-

ત્યમાં, ગંભીર, શબ્દાયમાન તથા જેની ફરતું પાણી હોય તેવા શુભ ક્ષેત્રમાં આલોયણ લેવી ” પૂર્ણા વિગેરે તિથિઓના કાળને વિષે આલોયણ લેવી. રિક્તાતિથી અને છઠ એ આલોયણાને વિષે લેવી કહેલી નથી. ભાવથી શુભ ઉપયોગાદિ કહ્યું. તેમાં આદિ શબ્દથી નિમિત્ત શાસ્ત્રની અંદર બતાવેલા શુભ ભાવનું ગ્રહણ કરવું. એવી રીતે વિધિવડે ગુરૂની સાક્ષીએ શુદ્ધિ ( આલોચના ) કરવી, એ પરમાર્થ છે. ૫૫.

જો ઉપર કહ્યા પ્રમાણે ન હોય તો જે દોષ થાય તે કહે છે.

आलोअणं च दाउं, सइवि अन्ने तहप्पणो दाउं। जे वि हु करंति सोहिं, तेवि ससल्ला विणिद्दिठा ॥ ५६ ॥

ભાવાર્થ—આલોચના આપનાર ગુરૂ છતાં પણ જેઓ પોતાની બુદ્ધિથી સ્વયમેવ આલોચના કરે છે તેઓ પાપરૂપ શલ્યવડે યુક્ત રહે છે અર્થાત્ તેઓ શુદ્ધ થતા નથી. ૫૬.

વિવરણઃ—આલોયણા આપનાર આચાર્ય છતાં જો પોતાની બુદ્ધિથી શુદ્ધિ કરે તો શુદ્ધિ કર્યા છતાં પોતાને વિષે પાપરૂપ શલ્ય રહે છે. એથી કરીને એ સિદ્ધ થયું કે, જો કોઇ પણ બીજું હોય તો તેની આગળ જઇને આલો-

યણા લેવાથીજ શુદ્ધ થવાય છે. જેને માટે કહ્યું છે કે, “કદિ છત્રીશ ગુણોએ સંપન્ન હોય તોપણ ભલા વ્યવહારમાં કુશલ એવા પુરૂષે અવશ્ય બીજાની સાક્ષીએજ શુદ્ધિ (આલોઅણા) કરવી.” કદિ જો બીજાનો અભાવ હોય તો કેવલ સિદ્ધને સાક્ષી કરીને પોતાની મેળે આલોયણા લે તોપણ શુદ્ધ થાય છે. અહિ ભાવ આલોચનાવડે શુદ્ધિનો સંભવ હોવાથી ગુરૂની સાક્ષીએ આલોચના લેવી તે વ્યર્થ છે, એવી શંકા કરવી નહીં. કારણકે, ગુરૂની સાક્ષીએ આલોયણા લેવાથી ધર્મની પ્રાપ્તિ થવા સાથે વિશેષ ગુણોત્કર્ષનો લાભ થાય છે. તે વિષે શ્રીહરિભદ્રસૂરિએ શ્રાવકપ્રજ્ઞપ્તિને વિષે કહ્યું છે કે “પરિણામ સારા છતાં પણ ગુરૂની પાસે જઇને આલોયણ લેવામાં દૃઢતા, આણાનું કરવાપણું, અને કર્મના ક્ષયોપશમની વૃદ્ધિ એટલા ગુણ પ્રાપ્ત થાય છે. ગુરૂના સાક્ષીપણાથી આલોચનાદિ પરિણામ દૃઢ થાય છે, અને શંકા ટળવાથી વિશેષ નિર્ણયનો પ્રકાશ થાય છે. વળી “ગુરૂ સાક્ષીએ ધર્મ કરવો” એવું શાસ્ત્ર વચન હોવાથી શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞાનું આરાધન થાય છે. વળી ઉત્સાહને અનુકૂલ એવા ગુરૂના ઉપદેશથી ઉત્પન્ન થયેલ શુભ આશયથી અધિક ક્ષયોપશમ થાય છે, અને તેથી અધિક જિનાજ્ઞાની પ્રતિપત્તિ વિગેરે ગુણો પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે કથન હોવાથી બીજા પણ જે કાંઇ નિયમો લેવા હોય તે પ્રાયે કરી ગુરૂની સાક્ષીએજ ગ્રહણ કરવા. જેને માટે શ્રીશત્રુંજય માહાત્મ્યના બીજા સર્ગમાં કહ્યું છે કે, “સર્વ ક્રિયાઓ ગુરૂની સાક્ષીએજ પ્રવર્ત્તે છે. તે શિવાય પ્રવર્ત્તતી નથી, જેમકે નેત્રવાળો મનુષ્ય પણ સૂર્ય ન હોય તો વસ્તુઓને જોઇ શકતો નથી.” એથી કરીને પ્રતિક્રમણને અંતે પણ શ્રાવકે કરેલા કાર્યને નિવેદનરૂપ આલોચના કરવાની છે તે સર્વ રીતે યોગ્ય જાણવી. ૫૬

હવે આલોચનાના ગુણ કહે છે.

लहु आल्हादिजणणं, अप्पपरनिवि-त्ति तह अज्जवं सोही । दुक्करकरणं आ-णा, निस्सल्लत्तं च सोहिगुणा ॥ ५७ ॥

ભાવાર્થઃ—લઘુતા, ( પાપરૂપ ભાર જવાથી હલકાશ ) હર્ષની ઉત્પત્તિ, પોતાને અને પરને દોષથી નિવૃત્તિ, સરલતા, શુદ્ધતા, દુષ્કર કાર્ય કરવાપણું, શ્રીઅર્હંતની આજ્ઞાનું પાલન, અને પાપરૂપ શલ્યનો અભાવ. એટલા આલોચના કરવાથી ગુણ થાય છે. ૫૭.

વિવરણ—હવે આલોયણના ગુણ બતાવે છે કે-જેમ બોજો ઉપાડનારને બોજો નાંખી દીધા પછી હલવાપણું થાય છે તેમ આલોચના લેનારને પાપરૂપ શલ્ય દૂર કર્યા પછી હલવાપણું થાય છે ૧ વળી આલોચના કરવાથી હર્ષ ઉત્પન્ન થાય છે. ૨ તેમજ પોતાને અને પરને દોષોથી નિવૃત્ત થવાય છે, એટલે પોતાના દોષ તો આલોચના કરવાથી દૂર થાય એ પ્રગટજ છે, પણ તે જોઇને બીજા પણ આલોચના લેવા તૈયાર થાય તેથી બીજાના દોષની પણ નિવૃત્તિ થાય છે. ૩ વળી સારી રીતે આલોચના કર્યાથી આર્જવ એટલે નિષ્કપટપણારૂપ ગુણ પ્રાપ્ત થાય છે. ૪. તથા અતીચારરૂપ મળનો નાશ થવાથી શુદ્ધતા થાય છે. ૫. વળી આલોચના લેવાથી દુષ્કર કરણતા પ્રાપ્ત થાય છે, એટલે જે પ્રતિસેવના

કરવી તે તો દુઃકર નથી કારણ કે તેતો અનાદિભવથી અભ્યાસ કરેલી છે પણ જે આલોચના કરવી તે દુઃકર છે, કારણ કે મોક્ષને અનુગત એવા પ્રબલ વીર્યના ઉલ્લાસથી જ તે કરી શકાય તેમ છે. એથીજ અભ્યંતર તપસ્યારૂપ સમ્યગ્ આલોચના તે માસક્ષપણાદિકથી પણ ઘણી દુષ્કર છે એમ કહેલ છે. ૬. વળી આલોચના કરવાથી શ્રીતીર્થંકર ભગવંતની આજ્ઞાનું આરાધન થાય છે. ૭. અને તેથી જે નિઃશલ્યપણું થાય છે તે તો સ્પષ્ટ જ છે. તે વિષે શ્રી ઉત્તરાધ્યયનના ૨૯ મા અધ્યયનમાં કહ્યું છે કે "આલોચના કરનારને મોક્ષ માર્ગમાં વિઘ્નરૂપ અને અનંત સંસારના વધારનારા માયા શલ્ય, નિયાણ શલ્યને મિથ્યાત્વ શલ્યનો ઉદ્ધાર થાય છે અને ઋજુભાવ પ્રાપ્ત થાય છે ઋજુભાવ પ્રાપ્ત થયે સતે જીવ અમાયી થાય છે તેથી સ્ત્રીવેદને નપુંસક વેદ બાંધતો નથી અને જો પૂર્વે બાંધેલ હોય છે તો તેના નિર્જરા કરે છે. ઇતિ. ૫૭.

એવી રીતે શુદ્ધિ થયા પછી આલોચના લેનારને શલ્યના પડેલા ઘાની તેને રૂઝવવારૂપ જાણે ચિકીત્સા ( ઉપાય ) હોય તેવો વિશેષ શુદ્ધિ થવાના મૂલ ઊત્તરી કરણરૂપ જે પ્રાયશ્ચિત્ત તેનો વિધિ દર્શાવે છે, તેમાં પ્રથમ ગુરૂદ્રવ્ય પરિભોગ આશ્રી પ્રાયશ્ચિત્ત કહેછે—

मुहपत्ति आसणाईसु, भिन्न जलन्नाइसु गुरुलहुगाइ। जइदव्वभोगि इय पुण, वग्गाइसु देवदव्वं व ॥ ५८ ॥

ભાવાર્થઃ—જો ગુરૂ સંબંધી મુહપત્તિ આસન વિગેરે ભોગવ્યું હોય તો ભિન્ન પ્રાયશ્ચિત, તથા ભાત પાણી કે વસ્ત્રાદિ ભોગવવામાં આવ્યાં હોય તો ગુરૂ લઘુ આદિ પ્રાયશ્ચિત્ત અને જો ગુરૂ દ્રવ્ય ઉપભોગમાં આવ્યું હોય તો વિશેષ પ્રાયશ્ચિત્ત. તેમાં પણ વસ્ત્રાદિકમાં દેવદ્રવ્યની જેમ તેટલા પ્રમાણની તે વસ્તુઓ પાછી આપવી એટલું વિશેષ સમજવું. ૫૮.

વિવરણઃ—ગુરૂ સંબંધી મુહપત્તિ તથા આસન વિગેરે જો વાપરવામાં આવે તો ભિન્ન પ્રાયશ્ચિત્ત એટલે એક નીવી કરવી. ગુરૂ સંબંધી પાણી વાપરવામાં આવે તો એકાસણું, અન્ન વાપરવામાં આવે તો આંબેલ, ગુરૂ સંબંધી વસ્ત્રાદિ વાપરવામાં આવે તો ઉપવાસ, અને વિક્રમાર્ક વિગેરે રાજાઓએ કે શ્રાવકોએ ગુરૂ પૂજાની બુદ્ધિથી આપેલ સુવર્ણાદિ ગુરૂદ્રવ્ય જો ભોગવવામાં આવે તો છઠ્ઠ, પણ અહિં વસ્ત્રાદિકમાં એટલુ વિશેષ સમજવું કે, જ્યાં ગુરૂદ્રવ્ય ઉપભોગમાં લીધું હોય ત્યાં અથવા બીજે સાધુના કાર્યમાં વૈદ્યને માટે વા કારાગૃહ વિગેરે આપત્તિમાંથી કોઇનો ઉદ્ધાર કરવા માટે તેટલા પ્રમાણના વસ્ત્રાદિ કે દ્રવ્ય ભોગવ્યું હોય તો દ્રવ્ય આપીને તેનું પ્રાયશ્ચિત્ત લેવું એવો ભાવાર્થ છે. ૫૮.

**હવે સાધારણ તથા દેવાદિદ્રવ્ય વિષે પ્રાયશ્ચિત્ત કહે છે.**

**साहारण जिणदव्वं, जं भुत्तं असण**

वत्थ कणगाई । तत्थाऽन्नत्थ व दिन्ने चउल-
हुचउगुरु छ लहुगा ॥ ५९ ॥

ભાવાર્થઃ—સાધારણ સંબંધી કે દેવદ્રવ્ય સંબંધી નૈવેદ્ય, વસ્ત્ર, સુવર્ણ વિગેરે દ્રવ્ય જેટલું ખાવામાં કે વાપરવામાં આવ્યું હોય તેટલું દ્રવ્યાદિ જ્યાંથી વાપર્યું હોય ત્યાં કે બીજે ચૈત્યાદિકમાં આપીને ઉપરાંત તેનું જઘન્યાદિ ક્રમે ચતુર્લઘુ, ચતુર્ગુરૂ અને ષટ્લઘુ પ્રાયશ્ચિત્ત અંગીકાર કરવું. ૫૯.

વિવરણ—સાધારણ દ્રવ્ય અને જિનદ્રવ્ય જેટલું પોતાના કાર્યમાં વાપર્યું હોય, તે કયું દ્રવ્ય ? અશન તે નૈવેદ્ય, વસ્ત્ર તે પહેરામણી વિગેરેનું આવેલું અને કનકાદિ તે સુવર્ણ, રૂપું, મોતી વિગેરે તે સાધારણ દ્રવ્યમાંથી કે દેવદ્રવ્યમાંથી જેટલું જ્યાંથી વાપર્યું હોય ત્યાં અથવા બીજા કોઇ ચૈત્યાદિકમાં તેટલું આપ્યા ઉપરાંત તેને જઘન્યાદિ ક્રમથી ચતુર્લઘુ, ચતુર્ગુરૂ, ષડ્લઘુ પ્રાયશ્ચિત્ત પ્રાપ્ત થાય છે. એટલે અન્ન આશ્રી ચતુર્લઘુ, વસ્ત્ર આશ્રી ચતુર્ગુરૂ અને કનકાદિ આશ્રી ષડ્ લઘુ પ્રાયશ્ચિત્ત સમજવું. આ શ્રાદ્ધ જીત કલ્પને અનુસારે પ્રમાદવડે થયેલા કાર્ય આશ્રી પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે, પણ જો બુદ્ધિ પૂર્વક કરેલ હોય તો તેથી બમણું અને ગર્વથી કરેલ હોય તો ત્રગણું જાણવું. તથા દ્રવ્ય પણ જઘન્યથી તેટલું યોગ્ય સ્થાને વાપરવું અને ઉત્કર્ષથી તેનો વર્ગ કરીને ( તદ્ગુણા

કરીને ) વિશેષ ઉમેરી વાપરવું. જો કદિ વ્યાપાર વિગેરે-માં દેવાદિદ્રવ્ય પોતાના દ્રવ્ય સાથે સંયુક્ત થઇ ગયું હોય તો તેની વિવેક પ્રાયશ્ચિત્ત વડે શુદ્ધિ કરીને સિદ્ધપુરના શ્રાવકની પેઠે ચૈત્ય વિગેરેમાં તેથી અધિક મુકવું. અને અન્નાદિ જો ભોગવવામાં આવેલ હોય તો પોતાના ધનથી તેટલું ઉપાર્જન કરી પૂર્વોક્તવિધિ પ્રમાણે તેમાં વાપરી દેવું અને તપ આચરવું. કદિ જો કોઇ તે ધન ભોગવવામાં આવ્યા પછી નિર્ધનપણાને લીધે તે આપી શકે નહીં તો તેણે પોતે ભોગવેલા ધનને અનુસારે થોડા વખત સુધી અનુક્રમે ચૈત્યાદિકની ચાકરી ( વગર પગારે ) કરવી અને ગીતાર્થ ગુરૂએ આપેલું યથાર્થ તપ આચરવું. તે વિષે લખે છે કે, " જો ગુરૂ દ્રવ્ય અને દેવદ્રવ્યનો ચોરનાર શુભ ધ્યાન અને પાત્રદાનમાં પરાયણ થયો સતો શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરે તો તે પોતાના પાપને વ્યર્થ કરી નાંખે છે " નિકાચિત કર્મ બાંધ્યું હોય તો તે પણ શુભ ધ્યાનના સામર્થ્યથી શિથિલ થઇ જાય છે એમ કહેલું છે.

જિનાજ્ઞા ભંગ વા અતિક્રમ કે વ્યતિક્રમ કરવાથી જે પાપ લાગે તેના પ્રાયશ્ચિત્તની વિધિનો વિસ્તાર વ્યવ-હાર ભાષ્ય વિગેરેથી જાણવો. સાધુએ પણ જો તેવા દેવ-ગુરૂ દ્રવ્યના ખાનારા ગૃહસ્થે આપેલા પદાર્થ કે આહાર-દ્વારા દોષાનુભવ કર્યો હોય તો તેણે જીતકલ્પને અનુસારે પ્રાયશ્ચિત્ત વિધિમાં યત્ન કરવો. નહીં તો પૂર્વોક્ત વિધિવડે કુલ પરંપરા દોષની મલીનતા પ્રવર્ત્તે, જેને માટે શત્રુંજય માહાત્મ્યમાં કહ્યું છે કે, " દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય ખાવામાં આવે તો તે સાત પેઢી સુધી દહન કરે છે, તેથી બુદ્ધિ-

માન્ પુરૂષે અંગારની જેમ તેનો સ્પર્શ કરવો યોગ્ય નથી.” આનો ભાવાર્થ એવો છે કે, જો દેવાદિદ્રવ્ય અવિધિથી વાપર્યું હોય તો સાત પેઢી સુધી કુલને દહન કરે એટલે નિર્ધનપણા વિગેરેથી નિઃસાર કરે. “સાત આઠ ગુરૂ પરંપરા સુધી કુશીલપણું પહોચે, સાત આઠ પદ (પાટ) સુધી પાછળ રહે” ઇત્યાદિ શાસ્ત્રોક્ત વચનોની જેમ ઉપલક્ષણથી એમ સમજવું કે, જ્યાં સુધી તેનો પ્રાયશ્ચિતરૂપ ઉપાય કરવામાં ઉદાસીપણું રાખવામાં આવે ત્યાં સુધી દોષ શુદ્ધિ થતી નથી. કારણ કે, ત્યાં સુધી તેમાં નિઃશુકપણું રહે છે. એથી અંગારાની જેમ કુટુંબાદિની બુદ્ધિથી એટલે આ આપણો કુટુંબી છે એવી બુદ્ધિથી પણ દેવદ્રવ્ય અને ગુરૂ દ્રવ્યના ખાનારનો સંસર્ગ વિવેકી પુરૂષે છોડી દેવો. આથી જેઓ એમ બોલે છે કે, ‘જેણે દેવદ્રવ્યાદિ વિનાશ કર્યું હોય તેનેજ દોષનો સંભવ છે બીજાને નહીં’ એવું બોલનારાને પણ નિરસ્ત કર્યા છે. ૫૯.

## ॥ इति पंचम द्वारं समाप्तम् ॥



ઉપર કહેલા વિધિવડે ઉપાર્જન કરેલું દુઃકર્મ ભવાંતરમાં પણ વિધિ યુક્ત પ્રાયશ્ચિત્ત કરવાથી ક્ષય થાય છે, એવું પ્રાશ્ચિત્તનું સામર્થ્ય બતાવવાવડે ભવ્ય જીવનો ઉત્સાહ વધારવાને માટે સંકાશાદિના દૃષ્ટાંતો કહે છે. તેમાં દેવદ્રવ્યના વિનાશથી ઉત્પન્ન થયેલા દુષ્કર્મનો ક્ષય કરવાના સંબંધમાં સિદ્ધપુરના શ્રાવકનું દૃષ્ટાંત પૂર્વે જણાવ્યા પ્રમાણે જાણી લેવું. હવે ભવાંતરે પણ પ્રાયશ્ચિત્તથી તે કર્મનો ક્ષય થાય છે તે બતાવવાને માટે સંકાશનું દૃષ્ટાંત કહેછે—

पमायमित्त दोसेण, जिणरिद्धा जहा दुहं । पत्तं संगाससड्ढेण, तहा अन्नोऽवि पाविही ॥ ६० ॥

संकास गंधिलावइ, सक्कावयारंमि चेइए कहवि । चेइय दव्वुवयोगी, पमायओ मरण संसारे ॥ ६१ ॥

भावार्थः—પ્રમાદ માત્ર દોષથી આલોયણા નહીં લેનારા એવા સંકાશ નામના શ્રાવકે જેમ દુઃખ પ્રાપ્ત કર્યું, તેમ બીજો પણ દુઃખને પામે. તે સંકાશ શ્રાવક ગંધિલાવતી નગરીમાં રહેતો હતો. તે શક્રાવતાર નામના ચૈત્યની સંભાળ રાખતો હતો. તેણે ચૈત્ય દ્રવ્ય-

નો ઉપયોગ ( પોતાના કાર્યમાં વ્યય ) કર્યો તેથી પ્રમાદવડે મરણ પામી તે સંસારમાં ભમ્યો

વિવરણઃ—સંકાશ નામનો શ્રાવક સ્વભાવથીજ સંસાર ઉપર વૈરાગ્યવાન્ હતો અને શ્રાવકના યથાર્થ આચાર પ્રમાણે ચાલનારો તેમજ નિર્દોષ વ્યવહારવાળો હતો. તે ગંધિલાવતી નગરીમાં રહેતો હતો, અને ત્યાં આવેલા શક્રાવતાર નામના ચૈત્યની સારી દાનતથી તપાસ રાખતો હતો. અન્યદા કોઇ રીતે ઘર વ્યાપારમાં નુકશાની થતાં તેના વ્યાક્ષેપ વિગેરેથી તેણે ચૈત્ય દ્રવ્યવડે આજીવિકા કરવા માંડી, પછી યાવજ્જીવિત તે દુષ્કર્મની આલોચના પ્રતિક્રમણ કર્યા વિના મૃત્યુ પામીને સંસારમાં પૂર્વે કહેલા દુઃખની પરંપરાનો ભાજન થયો સતો સંખ્યાતા દુષ્ટ ભવોમાં ભમ્યો. ૬૦–૬૧

तगराए इब्भ सुउ, जाउ तं कम्म सेसयाउअ । दारिद्दमसंपत्ती, पुणो पुणो चित्तनिव्वेउ ॥ ६२ ॥

केवलिजोगे पुच्छा, कहणे बोही तहेव संवेउ । किं इउमुचिअ मिह्निं, चेइय दव्वस्स वुड्ढित्ति ॥ ६३ ॥

भावार्थः—અનુક્રમે તે સંકાશ શ્રાવકનો જીવ કોઇ નગરમાં ઇભ્યપુત્ર થયો. ત્યાં પણ પુર્વે બાંધેલું

કર્મ શેષ રહેલુ હોવાથી દારિદ્ર, અસંપત્તિ ( નિર્ધનતા ) અને વારંવાર ચિત્તને ખેદનાં કારણ પ્રાપ્ત થયા. અન્યદા કેવલી ભગવંતનો યોગ મળ્યે તેણે તેનું કારણ પુછ્યું. કેવલીએ પુર્વભવનું વૃત્તાંત કહી બતાવ્યું, તેથી તે સમકિત તેમજ સંવેગ પામ્યો. પછી પુછ્યું કે હવે મારે ઉચિત શું છે? કેવળીએ કહ્યું કે–ચૈત્ય દ્રવ્યની વૃદ્ધિ કર. ૬૨. ૬૩.

વિવરણ:—કેવળીએ કહ્યું હે વત્સ પૂર્વે દેવદ્રવ્યનો વિનાશ કરવાથી તત્કાલ ઉપાર્જન કરેલા લાભાંતરાય વિગેરેના ઉદયથી તારે અહિં પણ ધનાદિનો રોધ થયો હતો અને હમણા દેવદ્રવ્યની વૃદ્ધિ કરવાથી તારા દ્રવ્યની પણ વૃદ્ધિ થાય છે. અર્થાત્ " જેવું બીજ રોપાય, તેવું ફલ પ્રાપ્ત થાય છે. " ૬૨–૬૩.

હવે તેનો વિધિ કહે છે.

गासछायणमित्तं, मुत्तं जं किंचिमद्य तं सव्वं । चेइयदव्वं नेयं, अभिग्गहो जावजीवाए ॥ ६४ ॥

ભાવાર્થઃ—( તે સંકાશે એવો અભિગ્રહ કર્યો કે– ) માત્ર ગ્રાસ ને આચ્છાદનને મુકીને અર્થાત્ મારે પોતા માટે અન્ન વસ્ત્ર જોઇએ તે ઉપરાંત જે કાંઇ

ઉપાર્જન કરૂં તે સર્વ દેવ સંબંધી જ છે અર્થાત્ દેવદ્રવ્ય જ છે. એવો યાવજ્જીવિતને માટે અભિગ્રહ કર્યો.

વિવરણઃ—પછી તે સંકાશ શ્રાવકે—" પોતાના ઘરનો નિર્વાહ ચાલે તેટલા ધનથી અધિક ઉચિત વ્યાપારથી ઉપાર્જન કરેલું સર્વ ધન દેવસંબંધી જ છે એવો યાવજ્જીવિત મારે અભિગ્રહ છે." એ પ્રમાણે પોતાને પૂર્વભવે લાગેલા દોષનું પ્રાયશ્ચિત્ત અંગીકાર કર્યું. ૬૪.

હવે તેનું ફલ કહે છે.

सुहभाव पवित्तीए, संपत्ती निग्गहंमि निच्चलया। चेइहरकारावण, तह सया भोग परिसुद्धी ॥ ६५ ॥

ભાવાર્થઃ—ઉપર પ્રમાણે તે સંકાશે મહાઅભિગ્રહરૂપ પ્રાયશ્ચિત્ત લીધું તેથી તેને શુભભાવની પ્રવૃત્તિ થઇ, તેથી સંપત્તિ પ્રાપ્ત થઇ. તથાપિ અભિગ્રહમાં નિશ્ચલતા રાખી. પછી તે નગરીમાં ચૈત્ય કરાવ્યું અને તેમાં નિરંતર આશાતના વિગેરે ન થાય તેવી સંભાળ રાખી. ૬૫.

વિવરણઃ—ઉપર પ્રમાણે જાવજીવ સુધી જેણે અભિ-

ગ્રહ ધારણ કર્યો છે એવા તે મહાત્મા સંકાશને શુભભાવની પ્રવૃત્તિથી અને ચૈત્ય દ્રવ્યની અતિશય વૃદ્ધિ કરવાની ઈચ્છાને લઇ ઉલ્લાસ પામતા વિશિષ્ટ એવા શુદ્ધ આશયના ઉદયથી લાભાંતરાય કર્મનો ક્ષયોપશમ થયો અને તેથી તેને ઘણી સંપત્તિ પ્રાપ્ત થઇ. તે છતા પણ અભિગ્રહને વિષે પોતાના મનની દૃઢતા વિશેષ થઇ. એથી તેને સ્વપ્નામાં પણ તેમાંથી કાંઇ પણ દ્રવ્ય લેવાની ઇચ્છા થઇજ નહીં. પછી અનુક્રમે તે નગરીમાં તેણે ચૈત્ય કરાવ્યું. તે ચૈત્યમાં તેણે સદા ભોગપરિશુદ્ધિ રાખી. એટલે ચૈત્ય બનાવવામાં શાસ્ત્ર પ્રમાણે વિચાર કરવો અને તે વિચાર પૂર્વક પરિશુદ્ધિ એટલે ભૂમિવિગેરેનુ શોધાવવું અથવા તે ચૈત્ય કરાવતાં બહુ વખત ત્યાં બેસી રહેવું પડતું છતાં પણ તે આશાતનાનો ત્યાગ કરતો અર્થાત્ આશાતના લાગવા ન દેતા. અહિ ચૈત્ય કરાવવાનો વિધિ અને આશાતનાનું વિવરણ તે પંચાશક તથા ષોડશકાદિ ગ્રંથોથી જાણી લેવું. ૬૫.

હવે સર્વનો ઉપસંહાર ( સમાપ્તિ ) કરે છે.

**इय सो महाणुभावो, सव्वत्थवि अविहिभाव चाएणं । चरिउं विसुद्धधम्मं, अक्खलिआराहगो जाओ ॥ ६६ ॥**

भावार्थः—એ પ્રકારે તે મહાનુભાવ ( સંકાશનો જીવ ) સર્વ ધર્મ કૃત્યને વિષે અવિધિ ભાવનો ત્યાગ

કરવાવડે શ્રુત ચારિત્રરૂપ વિશુદ્ધ ધર્મને આરાધી અસ્ખલિત આરાધક એટલે નિર્વાણ સાધક થયો. ૬૬.

વિવરણ—એવી રીતે પુર્વે કહેલી નીતિવડે તે સંકાશનો જીવ મહાનુભાવ એટલે વૃદ્ધિ પામતા શુભ અધ્યવસાયથી જેનો પુણ્યપ્રભાવ પ્રગટ થયો છે એવો, એટલે ઊદ્ધર્ત્તના વિગેરેથી જેને પુણ્ય પ્રકૃતિની વૃદ્ધિ થઇ છે અને અપવર્ત્તના વિગેરેથી જેને પાપ પ્રકૃતિનો ક્ષય થયો છે એવો, સર્વ ધર્મ કૃત્યને વિષે અવિધિ ભાવનો ત્યાગ કરવાવડે અનુચિત પ્રવૃત્તિનો રોધ કરીને શ્રુત ચારિત્રરૂપ શુદ્ધ ધર્મને આરાધી અસ્ખલિત આરાધક એટલે નિર્વાણ પદનો સાધક થયો. અર્થાત ખરેખરો હિતકારી અનુષ્ઠાનનો કરનાર થયો. ૬૬.

संकासोवि विच्छित्तूणं, कम्मगंठिं सुनिवुओ । जाहिही सो उ निव्वाणं, महासत्तो न संसउ ॥ ६७ ॥

भावार्थः—મહાસત્વધારી એવો તે સંકાશ ભલે પ્રકારે નિવૃત્ત થઇ એટલે કર્મગ્રંથીને છેદી નિર્વાણને પામશે, તેમાં કાંઇપણ સંશય નથી. ૬૭.

વિવરણ—તે પછી તે સંકાશ પણ કાલક્રમે મૂળમાંથી મોહને ઊચ્છેદી, મહા સત્વવાન્ એટલે સંતોષરૂપ અમૃતથી જેની મનોવૃત્તિ સિંચન થયેલી છે તેવો, તથા સુનિ-

વૃત્તિ એટલે સંયમમાં તત્પર હોઇ મુક્તિ સુખનો સ્વાદ ચાખવાથી જીવન્મુક્ત એવો, તે વિષે કહ્યું છે કે, "મદ અને મદન ( કામ ) ને જિતનારા, મન વચન ને કાયાના વિકારોથી રહિત થયેલા અને પારકી આશાને છોડનારા એવા સુવિહિત પુરૂષોને આ લોકમાંજ મોક્ષ છે." તેથી તેવો થયેલો સંકાશ નિર્વાણને પ્રાપ્ત થશે. ઇતિ સંકાશ શ્રાવક કથા.

એવી રીતે જ્ઞાન દ્રવ્ય અને સાધારણ દ્રવ્યનો વિનાશ કરનારાનો પણ ઊપર કહેલા વિધિવડે દુઃકૃતનો ક્ષય થાય છે તે બતાવવાને કર્મસાર અને પુણ્યસારનું દૃષ્ટાંત કહે છે.

# કર્મસાર અને પુણ્યસારની કથા.

ભોગપુર નામના નગરમાં ચોવીશ કોટી સુવર્ણનો સ્વામી ધનાવહ નામે શ્રેષ્ટી હતો. તેને ધનવતી નામે પત્ની હતી. તેઓને કર્મસાર અને પુણ્યસાર નામે *યુગલ પુત્ર થયા. તે જ્યારે આઠ વર્ષના થયા ત્યારે તેમને કોઇ વિદ્વાન ઊપાધ્યાયની પાસે અભ્યાસ કરવા મુકયા. પુણ્યસારે સુખે સુખે સર્વ વિદ્યાનુ અધ્યયન કર્યું, અને કર્મસારે ઘણો પ્રયાસ કર્યો તથાપિ તેને એક અક્ષર પણ આવડ્યો નહીં, તો વાંચવા લખવાની તો વાત જ શી કરવી. તે પશુ જેવો હોવાથી અધ્યાપકે પણ તેને ભણાવવો છોડી દીધો. અનુક્રમે તે બંને યૌવન વયને પ્રાપ્ત થયા એટલે માતા પિતાએ સમૃદ્ધિથી સુલભ એવી મોટા ધનાઢ્યની બે કન્યાઓ મહોત્સવ સાથે તેને પરણાવી. પછી તેઓ

---

* સાથે જન્મેલા.

પરસ્પર કલહ કરે નહીં એટલા માટે તેમને બાર બાર કોટી દ્રવ્ય વેહેંચી આપીને જુદા કર્યા. પછી માતાપિતા દીક્ષા લઇને સ્વર્ગે ગયાં.

હવે કર્મસાર સ્વજનવર્ગના વાર્યા છતાં પણ કુબુદ્ધિથી એવો વ્યાપાર કરવા લાગ્યો કે, જેથી તેના દ્રવ્યના હાનિ થવા લાગી. થોડા દિવસમાંતો તેણે પિતાએ આપેલું બારકોટી દ્રવ્ય ગુમાવી દીધું, અને પુણ્યસારનું બારકોટી દ્રવ્ય ચોરો ખાતર પાડીને લઇ ગયા. એવી રીતે બંને ભાઇ દરિદ્રી થઇ ગયા. તેથી સ્વજનોએ તેમનો ત્યાગ કર્યો, અને તેમની સ્ત્રીઓ પણ પોતપોતાને પીયર ચાલી ગઇ. તેથી 'આ બંને બુદ્ધિ રહિત અને નિર્ભાગી છે' એમ કહીને લોકો તેમનું અપમાન કરવા લાગ્યા એટલે તેઓ લજ્જા પામીને દેશાંતર ચાલ્યા ગયા.

ત્યાં બંને જુદા જુદા ધનાઢયને ઘેર રહ્યા, અને બીજો ઊપાય ન સૂજવાથી સેવક વૃત્તિથી વર્ત્તવા લાગ્યા. જે ધનાઢ્યને ઘેર કર્મસાર રહ્યા હતો, તે શેઠ ઘણો કૃપણ હોવાથી તેનો ઠરાવેલો પગાર પણ આપતો નહીં અને વારંવાર તેને છેતરતો હતો. એથી ઘણા દિવસ થયા પણ કર્મસારે કાંઇ દ્રવ્ય મેળવ્યું નહીં. બીજા ગૃહસ્થને ઘેર રહેલા પુણ્યસારે કાંઇ દ્રવ્ય મેળવ્યું પણ પ્રયત્નથી તેને ગોપવી રાખ્યા છતાં કોઇ ધૂર્ત્ત તે લઇ લીધું. કર્મસારે એવી રીતે જુદા જુદા સ્થાનોમાં નોકરી કરી. સુવર્ણ બનાવવાને ધાતુર્વાદ, દ્રવ્યની ખાણ શોધવાને ખનિવાદ, સિદ્ધ રસાયણ પ્રયોગ, રોહણગિરિએ ગમન, મંત્ર સાધન અને રૂદતી વિગેરે ઔષધીનું ગ્રહણ ઇત્યાદિ મોટા મોટા આરંભ અ-

ગ્યાર વાર કર્યા પણ કુબુદ્ધિથી અને ન્યાય વિપરીત ચાલવાથી તેણે કોઇ ઠેકાણેથી દ્રવ્ય ઊપાર્જન કર્યું નહીં, પણ ઊલટાં તે તે ઠેકાણે દુઃખો સહન કર્યાં. પુણ્યસારે અગ્યાર વખત દ્રવ્ય ઊપાર્જન કર્યું પણ પ્રમાદ વિગેરેથી તે પાછું ગુમાવી દીધું. આથી તેઓ બંને ઊદ્વેગ પામી વાહાણમાં બેસીને રત્નદ્વીપે ગયા. ત્યાં પ્રત્યયવાળી[1] તે દ્વીપની અધિષ્ઠાયિકા દેવીની આગળ મૃત્યુને પણ કબુલ કરીને[2] તે બંને બેઠા. આઠમે ઊપવાસે 'તમારા ભાગ્યમાં કાંઇ નથી' એમ જણાવી દેવી અંતર્ધાન થઇ ગઇ. તેથી કર્મસાર તો ઊઠી ગયો. પુણ્યસારે દ્રઢતાથી બેસી એકવિશ ઊપવાસ કર્યા. એટલે દેવીએ આવી ચિંતામણિ રત્ન આપ્યું. તે જોઇ કર્મસાર પશ્ચાત્તાપ કરવા લાગ્યો. એટલે પુણ્યસારે કહ્યું કે, બંધુ, ખેદ કર નહીં. આ ચિંતારત્નથી તારૂં ચિંતિત પણ સિદ્ધ થશે. પછી બંને ભાઇ પ્રસન્ન થઇને વાહાણમાં બેઠા. રાત્રે પૂર્ણિમાનો ચંદ્ર ઊદય થતાં વૃદ્ધ બંધુએ કહ્યું, ભ્રાતા, ચિંતારત્ન બહાર તો કાઢય, આપણે જોઇએ તો ખરા કે, તેનું તેજ અધિક છે કે, ચંદ્રનું? પછી લઘુ પુણ્યસાર જે વાહાણના તટ ઊપર બેઠો હતો તેણે દુર્દૈવથી પ્રેરાઇ રત્ન હાથમાં લીધું, અને ક્ષણવાર રત્ન ઊપર અને ક્ષણવાર ચંદ્ર ઊપર દ્રષ્ટિ કરવા લાગ્યો. એમ કરતાં કરતાં તેના હાથમાંથી તે રત્ન તેના મનોરથ સાથે સમુદ્રમાં પડી ગયું જેથી બંને જણા સમાન રીતે દુઃખી થઇ ગયા. પછી પોતાના નગરમાં આવી કોઇ જ્ઞાની ગુરૂને પોતાનો પૂર્વભવ પુછ્યો. જ્ઞાની બોલ્યા–પુર્વભવે તમે ચંદ્રપુર નગરમાં જિનદત્ત અને જિનદાસ નામે બે પરમ આર્હત્ (શ્રાવક)

---

૧ પરતાવાળી અર્થાત્ ઇચ્છા પુરનારી. ૨ કયાં તો દ્રવ્ય મળે, નહીં તો ભુખ્યા ભુખ્યા ભલે મરણ થાય.

શ્રેષ્ઠી હતા. એક વખતે તે નગરના શ્રાવકોએ મળીને તે બંને શ્રેષ્ઠીને ઊત્તમ ધારી જ્ઞાન દ્રવ્ય અને સાધારણ દ્રવ્ય રક્ષણ કરવાને સોંપ્યું. એક વખતે એવું બન્યું કે જિનદત્ત શ્રેષ્ઠીએ પોતાના ચોપડામાં બરાબર તપાસીને નાણું લખનારનો માસિક પગાર ચડેલો તેનો નિર્ણય કર્યો, પણ પોતાની પાસે બીજું દ્રવ્ય ન હોવાથી 'આ પણ જ્ઞાનનું સ્થાન છે' એવું વિચારી તે લેખકને પગારના ચડેલા બાર દ્રામ જ્ઞાન દ્રવ્યમાંથી આપ્યા. બીજો શ્રેષ્ઠી જિનદાસ જે સાધારણ દ્રવ્યની વ્યવસ્થા કરતો હતો તેણે એક વખતે 'સાધારણ દ્રવ્ય સાત ક્ષેત્રને યોગ્ય હોવાથી શ્રાવકોને પણ યોગ્ય છે' એમ વિચારી પોતાના ઘરના જરૂરી કામમાં બીજા દ્રવ્યના અભાવથી તે સાધારણ દ્રવ્યમાંથી બાર દ્રામ વાપર્યા. અનુક્રમે તે બંને શ્રેષ્ઠી મૃત્યુ પામી દુઃકર્મ વડે પ્રથમ નરકે ગયા. તે પછી દેવદ્રવ્યને ભક્ષણ કરનાર સાગર શ્રેષ્ઠીની જેમ સર્વ નરકમાં અને એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય તિર્યંચમાં બાર હજાર વાર ઘણું દુઃખ ભોગવી દુષ્કર્મનો ક્ષય કરતાં કરતાં આ ભવમાં તમે બંને મનુષ્ય થયેલા છો. શેષ રહેલા પૂર્વ કર્મના યોગથી આ ભવમાં પણ તમે બાર બાર કોટી દ્રવ્ય ગુમાવ્યું છે." આવા જ્ઞાનીનાં વચન સાંભળી બંનેએ શ્રાવક ધર્મ સ્વીકાર્યો અને તેના પ્રાયશ્ચિતમાં એવો નિયમ લીધો કે, હવે જ્યાં સુધી વ્યાપાર વિગેરેમાં હજારગણા બાર દ્રામ જેટલું દ્રવ્ય ઊપાર્જન થાય ત્યાંસુધી તે સર્વ જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્યમાં જ અર્પણ કરવું ત્યાર પછી જે ઊત્પન્ન થાય તેજ દ્રવ્ય પોતાનું કરવું.' આવા નિયમ વડે તેઓને પૂર્વ કર્મના થયેલા ક્ષયથી ધનની વૃદ્ધિ થવા લાગી એટલે તેમાંથી બંને સ્થાનમાં સહસ્રગણું દ્રવ્ય

જે આપવાનું ધાર્યું હતું તે બંનેએ અર્પણ કર્યું. પછી અનુક્રમે તે બારબાર કોટી દ્રવ્યના સ્વામી થયા. અને મોટા ધનાઢ્ય થઇ ઊત્તમ શ્રાવકપણાથી જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્યની રક્ષા અને તેની વૃદ્ધિ વિગેરેથી શ્રાવક ધર્મને આરાધી દીક્ષા લઇને તેઓ સિદ્ધિપદને પ્રાપ્ત થયા. હવે દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્યના વિનાશ ઊપર મહાકાળનું દૃષ્ટાંત કહે છે.

# મહાકાળની કથા.

ગઇ ઉત્સર્પિણીના ચોથા આરામાં સંપ્રતિ નામે તીર્થંકરના શાસનમાં શ્રીપુર નામના નગરમાં શાંતન નામે રાજા રાજ્ય કરતો હતો તેને સુશીલા નામે રાણી હતી. તે રાણીને અનુક્રમે નીલ, મહાનીલ, કાળ અને મહાકાળ નામે ચાર પુત્રો થયા. તેમાં જ્યારે નીલનો જન્મ થયો ત્યારે હસ્તિઓનું સૈન્ય રોગના ઉપદ્રવથી મૃત્યુ પામી ગયું. મહાનીલના જન્મ વખતે અશ્વસૈન્ય મૃત્યુ પામી ગયું. કાળના જન્મ વખતે અગ્નિ વિગેરેના ઉપદ્રવથી સર્વ સમૃદ્ધિ નષ્ટ થઈ ગઇ અને મહાકાળના જન્મ પછી કેટલેક સમયે શત્રુઓએ આવીને તેનું રાજ્ય કબજે કર્યું. પછી રાજ્યભ્રષ્ટ થયેલો શાંતન રાજા સ્ત્રી પુત્રસહિત અનુક્રમે ચાલતો સુરાષ્ટ્ર (સોરઠ) દેશમાં આવ્યો. ત્યાં શત્રુંજયી નદીની પાસેના પર્વત ઉપર સ્થિતિ કરી ઘણો કાળ નિર્ગમન કર્યો. તે વખતે તેના ચાર પુત્રો ત્યાં પણ શિકાર કરવા વિગેરેના વ્યસનમાં પડ્યા. તેથી તેઓ કુષ્ટ વિગેરે દુષ્ટ વ્યાધિઓથી પીડિત થયા. આથી રાજા અત્યંત દુઃખાતુર થઇને ઝંપાપાત કરી મરવા માટે તે પર્વતના શિખર ઉપર ચડ્યો. ત્યાં સંપ્રતિ અર્હ-

તનું ચૈત્ય જોઇ તેને પરભવમાં પાથેયરૂપ જાણી તેણે શા-સ્રોક્ત વિધિવડે તેમા પ્રવેશ કરીને અર્હતની પૂજા કરી. એ સમયે ત્યાં ધરણેંદ્ર આવી ચડયા. તે તેની પૂજા વિધિમાં કુશળતા જોઇને વિસ્મય પામી ગયા. પછી પૂજા કરીને બહાર નીકળતા રાજાને તેણે તેની સ્થિતિ વિષે પુછયું એટલે તેણે પોતાનો વિચાર જણાવ્યો. એટલે ધરણેંદ્રે તેનું બાલ મૃત્યુથી નિવારણ કરી તેના પુત્રોના પરભવનું વૃત્તાંત કહેવા માંડયું—“ હે રાજા, સાંભળ, તારો પહેલો પુત્ર જે નીલ છે. તે પૂર્વભવે ચોર હતો, તેણે તીર્થયાત્રા કરવા જતાં સંઘને લુંટયો હતો અને એક મુનિનો ઘાત કર્યો હતો, બીજો પુત્ર જે મહાનીલ છે તે પૂર્વભવે ક્ષત્રીય હતો, તેણે તે ભવમાં પોતાની સ્રીની હત્યા કરી હતી. ત્રીજો જે કાલ છે તે વણિક હતો, તેણે તત્ત્વનિંદા કરી હતી અને ચોથો પુત્ર જે મહાકાલ છે, તે બ્રાહ્મણ હતો, તેણે દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્ય ચોર્યું હતું. પછી દુર્ગતિમાં ઘણા ભવ સુધી ભ્રમણ કરી અકામનિર્જરાવડે કાંઇક પૂર્વ કર્મને ખપાવી અનુક્રમે તે ચારે જીવ તારા પુત્રો થયા છે. પૂર્વ કર્મનું અવશિષ્ટ ફળ ઉદયમાં આવવાથી તેઓએ આ ભ-વમાં પણ તે પાપનું ફળ મેલવ્યું છે અને તેના પ્રસંગને લીધે તને પણ તેવું ફળ મળ્યું છે, પણ હવે તું પુત્રસહિત આ તીર્થની સેવા કર્ય, અને આ તીર્થનાજ જળવડે સ્નાન કરી પ્રતિદિન આ ચૈત્યોની પૂજા કર્ય. પિંડસ્થ વિગેરે શુભ-ધ્યાનમાં તત્પર થા, અને સારા સારા સાધુઓને ભક્તિ સાથે યથાશક્તિ પ્રતિલાભિત કર્ય. ઇત્યાદિ પ્રકારવડે ત્રણ તત્ત્વનું આરાધન કરતાં દુષ્કર્મનો ક્ષય કરીને છ માસની અંદર તું પુનઃ તારા રાજ્યને મેળવીશ. તે સમયે સાધર્મી બંધુ જાણીને હું તને સહાય આપીશ. ” આ પ્રમાણે કહી ધર-

ઇંદ્ર પોતાને સ્થાનકે ગયા. પછી શાંતન રાજાએ પણ તેજ પ્રકારે ધર્મારાધન કરી, રાજ્ય મેળવી, અનુક્રમે સંકાશ શ્રાવકની પેઠે નિર્વાણપદને પણ પ્રાપ્ત કર્યું. આ વિષે જો વિસ્તારથી જાણવું હોય તો શત્રુંજય માહાત્મ્ય થકી જાણી લેવું. બીજા પણ દૃષ્ટાંતો અન્ય શાસ્ત્રને અનુસરીને જાણી લેવાં. એજ કલ્યાણ છે. ૬૭.

॥ अथ ग्रंथावसानेपि जव्यानुत्साहयति ॥

હવે ગ્રંથને છેડે ભવ્યજનોને ઉત્સાહિત કરે છે.

जइ इछह निव्वाणं, अहवा लोए सु-
विडम्मं कित्तिं । ता जिणवरनिद्दिठे, विहि-
मग्गे आयरं कुणह ॥ ६८ ॥

ભાવાર્થઃ—હે ભવ્ય પ્રાણી ! જો નિર્વાણ પામવાની ઇચ્છા હોય અથવા લોકમાં સદા ઉત્તમ કીર્તિ પ્રસારવી હોય તો શ્રીજિનવર ભગવંતે બતાવેલા વિધિમાર્ગને વિષે પ્રવૃત્તિ કર. ૬૮

तहविह जविबोहडं, जणिअं जं च
विवरियं इह गंथे । तं सोहंतु गीयडा,
अनन्निनिवेसी अमडरिणो ॥ ६ए ॥

ભાવાર્થઃ—આ ગ્રંથમાં ભવ્ય પ્રાણીના બોધને અર્થે જે કહેવામાં આવ્યું છે તેમાં જે કાંઇ વિપરિત કહેવામાં આવ્યું હોય તેને દુરાગ્રહ વગરના અને ઇર્ષા રહિત એવા ગીતાર્થ પુરૂષોએ શોધવું (શુદ્ધ કરવું.) ૬૯

ગાથા સુગમ હોવાથી વિવરણ કર્યું નથી.

હવે ગ્રંથની સમાપ્તિ કરતા સતા છેવટે મંગળાચરણ દર્શાવે છે.

तवगणगयण दिवायर, विजयाइमाणसूरिरज्जंमि । नाणुविजयबुहसेवग, वायगलावण्णविजयेण ॥ ७० ॥

गंथंतरगाहाहिं, समत्थिया दव्वसित्तरी एसा । भवियजणबोहणत्थं, मंगलमालं कुणउ निच्चं ॥ ७१ ॥

ભાવાર્થઃ—તપાગચ્છરૂપી આકાશમાં સૂર્યસમાન એવા શ્રીમાનવિજયસૂરિના રાજ્યને વિશે શ્રીભાનુવિજય સૂરી, તેના શિષ્ય શ્રીલાવણ્યવિજય ઉપાધ્યાયે બીજા ગ્રંથોની ગાથાઓવડે બનાવેલી એવી આ

દ્રવ્ય સપ્તતિકા ( દ્રવ્યસિત્તરી ) ભવિજનના બોધને અર્થ રચેલી છે તે હમેશાં મંગળીકની માળાને નિષ્પન્ન કરો. ૭૦—૭૧.

આ બંને ગાથા સુગમ હોવાથી વિવરણ કર્યું નથી.

॥ इति द्रव्यसित्तरी संपूर्णा.

---

॥ अथ टीकाकार प्रशस्तिः ॥

वेदवेदर्षिचंद्रेऽब्दे, इषस्य सितपक्षतौ। विवव्रे तत्रवृत्तिश्च लावण्याह्वयवाचकैः ॥ १ ॥

भावार्थः—સંવત્ ૧૭૪૪ના વર્ષના આશ્વીન માસના શુકલ પક્ષમાં આ ગ્રંથના કર્ત્તા શ્રી લાવણ્ય વિજય ઉપાધ્યાયેજ આ દ્રવ્ય સપ્તતિકા ઉપર સ્વોપજ્ઞ ટીકા રચેલી છે. ૧.

यावन्महीमृगाक्षीयं, धत्ते वारिधिमेखलाम् । वाच्यमाना बुधैर्जीयात्, सद्वृत्तिर्द्र-

व्यसप्तति: ॥ २ ॥

ભાવાર્થઃ—જ્યાંસુધી આ પૃથ્વીરૂપી સ્ત્રી સમુદ્રરૂપી કટિમેખલાને ધારણ કરે ત્યાંસુધી વિદ્વાનોથી વંચાતી સતી આ સટીક દ્રવ્યસપ્તતિ જયવંત રહો. ૨.

तर्कादिशास्त्रनिपुणो वैराग्यामृतसागरः। शोधितेयं श्रिये श्रीमद्विद्या विजयकोविदैः ॥ ३ ॥

ભાવાર્થઃ—ન્યાય પ્રમુખ શાસ્ત્રોમાં નિપુણ અને વૈરાગ્યરૂપી અમૃતના સાગર જેવા શ્રી વિદ્યાવિજય પંડિતે શોધેલી આ દ્રવ્ય સીત્તરી ભવ્ય જનોને જ્ઞાન લક્ષ્મીની પ્રાપ્તિને માટે થાઓ. ૩.

॥ इति ॥



## વળી વિવિધબોલ રત્નાકરમાં દેવદ્રવ્યાધિકારે નીચે પ્રમાણે બે કથા છે.

## ॥ अथ सुवर्णरुचि कथा ॥

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સૌરાષ્ટ્ર ( સોરઠ ) દેશને વિષે રત્નસંચયા નામની નગરી છે. તેમાં એક નાહર નામનો સાર્થવાહ રહેતો હતો, તેને સુવર્ણશિખા નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલો અને ઉત્કૃષ્ટ અર્હતનો ભક્ત સુવર્ણરૂચિ નામે પુત્ર હતો. તે એક દિવસે ઘણા માણસો સહિત સાર્થ લઇને સિંધુસાર નગરમાં ગયો. ત્યાં સિંધુસૌવીર નામે રાજા રાજ્ય કરતો હતો. તે નગરમાં સુવર્ણરૂચિ વેપાર કરવા લાગ્યો. તેમાં તેને ઘણો લાભ થયો. તેજ નગરમાં તેને રત્નાવહ નામના સાર્થવાહ સાથે પ્રીતિ થઇ હતી. એક દિવસ સુવર્ણરૂચિ રત્નાવહને ઘેર ગયો. ત્યાં તેણે ધર્મ કથા કરતાં વીતરાગ દેવ, સુગુરૂ અને સદ્ધર્મનું યથાર્થ સ્વરૂપ વર્ણન કર્યું. તે સાંભળીને રત્નાવહ સાર્થવાહ પોતાના કુટુંબ સહિત અર્હતનો પરમ ભક્ત થયો. પછી તેણે પોતાની પુત્રી રત્નાવતીને મોટા ઉત્સવ પૂર્વક સુવર્ણરૂચિ સાથે પરણાવી. સુવર્ણરૂચિ તેની સાથે ભોગ વિલાસ કરતાં અનેક ધર્મ કાર્યો કરવા લાગ્યો. જિનચૈત્યોમાં મહા પૂજાઓ કરાવતો, દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્યની સાર સંભાળ પણ જાતે જ રાખતો, તથા જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરતો. તે સર્વ જોઇને એક વખત તેના સસરા સાર્થવાહે તેને કહ્યું કે—“ હે ભદ્ર? પારકાં દેરાસરોનો જીર્ણોદ્ધાર કરવાથી શું ફળ? માટે પોતાનું દ્રવ્ય ખ-

સ્થાને નવું દેરાસર કેમ કરાવતા નથી ?” તે સાંભળીને સુવર્ણરૂચિ બોલ્યો કે-“ હે પૂજ્ય ? જેણે સારી રીતે જિનેશ્વર ભાષિત ધર્મનું તત્ત્વ જાણ્યું હોય, તેને પોતાનું દેરાસર અને પારકું દેરાસર શું છે ? પરમાર્થ જાણનારા સમકિતવંત પ્રાણીઓ શાસ્ત્ર વિધિ પુર્વક બનેલાં જિન ચૈત્યોને વિષે સમાન આદર રાખે છે. નહીં તો ભેદદૃષ્ટિ રાખવાથી મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

पाएण णंत देउल जिणपडिमा कारिआउ जीवेण । असमंजसवित्तीए न य सिद्धो दंसणलवो वि ॥ १ ॥

ભાવાર્થઃ—જીવે પ્રાયે અસમંજસ વૃત્તિથી એટલે શાસ્ત્રના વિધિ રહિતપણે અનંત દેવળ-પ્રતિમાઓ કરાવી. તો પણ તેને દર્શનનો ( સમકિતનો ) એક લેશ પણ સિદ્ધ થયો નહીં.

માટે નવા કરતાં જુનાં દેરાસરોની સાર સંભાળ, ખર્ચ વિગેરે અભેદ દૃષ્ટિએ કરવાથી સારો લાભ થાય છે. પણ મારૂં તારૂં કરવાથી વીતરાગની આજ્ઞાનો ભંગ થાય છે. વળી કહ્યું છે કે—

एगो सुगुरू एगावि सावगा चेइयाणि विविहाणि । तत्थ य जं जिणदव्वं परूप्परं तं न विच्चंति ॥ २ ॥

**ભાવાર્થ—બીજાઓએ નહીં અંગીકાર કરવાથી એક** આહ્યાડંબરવડે કહેવાતા સુગુરૂ અને એક નામ માત્રે શ્રાવક તથા ચૈત્યો એટલે જિન પ્રાસાદ અથવા જિન પ્રતિમાઓ તે નાનાં પ્રકારનાં એટલે જૂદાં જૂદાં છે. તોપણ તે એકજ છે. તે ગુરૂ, શ્રાવક, અને ચૈત્યનું એકત્વ પણું છતાં ત્યાંનું જે જિન દ્રવ્ય ( ઉપલક્ષણથી જ્ઞાનદ્રવ્ય તથા સાધારણ દ્રવ્ય ) તે પરસ્પર એક બીજાના જિન મંદિરાદિ કાર્યમાં ખર્ચતા નથી. અર્થાત્ એક ગુરૂ પોતે સમ્યક્ પ્રકારે શિખામણ દેવાથી "શ્રાવકો અમને ત્યાગ કરી અન્ય ગુરૂનો પક્ષ ગ્રહણ કરશે." ઇત્યાદિ ભયથી મુખ જોઇને વાત કરનારા ઉત્સૂત્રની પ્રરૂપણા કરે, તેથી શ્રાવકોને કુશિક્ષા મળવાથી તે નામ માત્ર વાળા શ્રાવકો પરસ્પર દ્વેષને લીધે પોતાના તાબાનું જિન દ્રવ્ય બીજાના દેરાસરોમાં જરૂર છતાં પણ ખર્ચ કરવા આપતા નથી. એ મિથ્યાત્વનું ચેષ્ટિત છે.

એ પ્રકારે પુરૂષો કેવા કહેવાય ? તે કહે છે.

**ते न गुरू नो सड्ढा न पूइअ होइ तेहि जिणनाहो । मूढाणं मोहठिई सा नज्जइ समयनिउणेहिं ॥ १ ॥**

ભાવાર્થઃ—"ते न गुरू" એટલે તે ગુરૂ નહીં. અર્થાત્ સેવકો ( શ્રાવકો )ની ઇચ્છા અનુસાર બોલનારા તે ધર્માચાર્ય કહેવાય નહીં. "नो सड्ढा" તે શ્રાવકો નહીં. એટલે નિર્મળ ઉપદેશ નહીં મળવાથી જિન ચૈત્યાદિ કા-

યેમાં પરસ્પર ધન ખર્ચતા નથી, તે શ્રાવકો કહેવાય નહીં. અર્થાત્ તે નામ માત્રે શ્રાવકો જાણવા. તેથી ગુરૂ તો તેને જ જાણવા કે જેઓ પૌદ્ગલિક સુખ માટે પોતાના સેવકોની દાક્ષિણ્યતા રાખતા નથી. પણ કાલિકાચાર્યની પેઠે પ્રગટપણે સિદ્ધાંતનો યથાસ્થિત ઉપદેશ કરે છે. તે વિષે કહ્યું છે કે—

जीअं काऊण पणं तुरमणिदत्तस्स कालिअज्जेण । अविय सरीरं चत्तं न य भणियमहम्मसंजुत्तं ॥ १ ॥

અર્થ—" તુરમણી નગરીને વિષે કાલિકાચાર્યે દત્ત નામના રાજા પાસે પોતાના જીવિતનું પણ કર્યું હતું. (એટલે જીવ આપવા કબૂલ કર્યું હતું.) તેથી તેમણે પોતાના શરીરનો પણ મનવડે ત્યાગ કર્યો, તો પણ અસમંજસ વચન બોલ્યા નહીં." માટે આવા ગુરૂને જ સુગુરૂ જાણવા. તથા જેઓ પરસ્પરના દેવ દ્રવ્યને દેવનાજ કાર્યમાં ખર્ચવા આપતા નથી, તેઓ શ્રાવક કહેવાય નહીં. કેમકે તેઓને ઉપશમ ભાવ પ્રાપ્ત થયો નથી, તેથી તેઓ સમકિતવંત નથી. ઉપશમ ભાવ હોય તો મારા તારાનો ભેદ રહે નહીં. અને ધર્મ કાર્યમાં ભેદ રાખવાથી સમકિતપણું નાશ પામે છે. અહીં કોઇને શંકા થાય, કે-ભેદ રાખવાથી સમકિત નષ્ટ થાય તેથી શ્રાવક કેમ કહેવાય નહીં ? તેનો જવાબ એ છે કે-સમકિત વિના બીજાં સર્વ વ્રતો નિષ્ફળ છે. કેમકે સર્વ વ્રતોનું મૂળ કારણ સમકિતજ છે. કહ્યું છે કે-

सम्यक्त्व मूलानि पंचाणुव्रतानि गुणा स्त्रयः । शिक्षाव्रतानि चत्वारि व्रतानि गृहमेधिनाम् ॥

અર્થઃ—"ગૃહસ્થોને પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એ બારે વ્રતો સમકિત મૂલ જ છે. અર્થાત્ સમકિત વિના નિષ્ફલ છે." આથી એમ સિદ્ધ થયું કે-જેઓ મત્સરાદિકથી અન્યોન્ય દેવદ્રવ્ય ખર્ચતા નથી, તેઓ શ્રાવક હોય નહીં વળી "न पूइओ होइ तेहि जिणनाहो" કે૦ તેવા શ્રાવકોએ જિનેશ્વરની પૂજા કરી નથી, અર્થાત્ જો કે દ્રવ્ય માત્રે કરીને કદાચિત્ પોતાની મતિ કલ્પનાથી પૂજા કરે છે, પરંતુ ભાવ પૂજા નહીં થવાથી પરમાર્થપણે તેઓ પૂજનારા ન કહેવાય કેમકે ભગવાનની પૂજા મનની શાંતિ માટે કહી છે. તે વિષે કહ્યું છે કે-"पूयाए मणसंती मणसंतीए य सुहवरं झाणं એટલે પૂજાવડે મનની શાંતિ થાય છે, અને મનની શાંતિ વડે શ્રેષ્ટ શુભ ધ્યાન થાય." તો તેવી પૂજા જેઓ કલેશ સહિત કરે છે, તેમણે પૂજા કરી નથી, એમ જાણવું. કેમકે તેવી પૂજા વીતરાગની આજ્ઞા વિરૂદ્ધ છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે-"પૂર્વે કહેલા ગુરૂ, શ્રાવક અને જિન પૂજાને શું કહેવું? તેનો જવાબ આપે છે કે-मूढाणं मोहठिइ सा न-जाइ समय निउणेहिं-તે મૂઢ પુરૂષોની મોહની સ્થિતિ જાણવી એમ સિદ્ધાન્તમાં નિપુણ પુરૂષો જાણે છે.

જિન ચૈત્યોની પણ સ્વ પરનો ભેદ રાખીને પૂજા

કરનાર પુરૂષનું ચિત્ત મમત્વાદિએ કરીને કુંતલ દેવીની જેમ સંકલેશ સહિત જ હોય છે. કહ્યું છે કે—

तवसुत्तविणयपूया न संकिलिठस्स हुंति ताणाइं। एवमागमि विणयरया कुंतलदेवी उदाहरणं ॥ १ ॥

ભાવાર્થઃ—સંકલીષ્ઠ ચિત્તવાળાને તપ, શ્રુત, વિનય અને પૂજા રક્ષણ કરનારા હોતાં નથી. કુંતળદેવી તેના ઉદાહરણરૂપે છે જેણે વિનય યુક્ત છતાં મમત્વાદિકે ફળ પ્રાપ્ત કર્યું નહિ વળી જેનું સંકલેશવાળું ચિત્ત હોય છે, તેને જન્મ, જરા, મરણ વિગેરે વિપત્તિઓજ પ્રાપ્ત થાય છે કહ્યું છે કે—

चित्त रत्न मसंक्लिष्ट मांतरं धन मुच्यते। यस्य तन्मुपितं दोषैस्तस्य शिष्टा विपत्तय: ॥ १ ॥

ભાવાર્થઃ—કલેશ રહિત ચિત્તરૂપી રત્નને અંતરંગ ધન કહ્યું છે. તે ચિત્તરત્ન જે પુરૂષનું દોષોવડે ચોરાયું છે, તેને વિપત્તિઓ જ બાકી રહે છે.

તેથી વિધિ ચૈત્યોને વિષે પણ સ્વપર આદિ ભેદનો ઉપદેશ કરનારા તથા પોતાનું સામર્થ્ય છતાં પણ ભેદ દૃષ્ટિવાળા શ્રાવકોને યથાર્થ ઉપદેશ નહીં કરતાં " આપણે શા માટે કોઇને ખોટું લગાડવું જોઈએ? જે કરશે, તે ભોગવશે. " ઇત્યાદિ વિચારીને ઉપેક્ષા કરનારા ગુરૂઓ ગુરૂ કહેવાય નહીં. તેવા ભેદ દૃષ્ટિવાળા શ્રાવકો પણ ખરા

શ્રાવકો કહેવાય નહીં. તેવા શ્રાવકોએ જિન પૂજા કરી કહેવાય નહીં, પણ તે સર્વ મૂઢ લોકોની મોહની જ સ્થિતિ છે. ઇત્યાદિ પ્રથમ કહી ગયા, તે સંક્ષેપથી પ્રગટ કરતાં કહે છે કે—

सो न गुरू जुगपवरो जस्स य वय-णंमि वट्टए भेउ । चिय भवणसड्ढगाणं साहारणदव्वमाईणं ॥ १ ॥

ભાવાર્થ:—સો ન૦ તે એટલે પૂર્વે વિશેષણો સહિત કહી ગયા, એવા ગુરૂ વર્તમાન કાળના આચાર્યોની મધ્યે ઉત્તમ ન જાણવા. કેમકે તેના વચનમાં ચૈત્યભવન, શ્રાવક અને સાધારણ દ્રવ્ય વિગેરેનો ભેદ રહેલો છે.

તેવા ગુરૂઓ ચૈત્ય, ચૈત્યનો ઉદ્ધાર અને જિનેશ્વરની પૂજા સંબંધિ એવી કુટિલતાથી ઉપદેશ આપે કે જેથી શ્રાવકોના હૃદયમાં સ્વપરનો ભેદ વસે છે. તેઓ પોતાના શ્રાવકોને એવું કહે છે કે–" આમાં તમારી શું મોટાઇ છે ? કે દ્રવ્ય છતાં પણ પારકા ચૈત્યમાં ડાંગરનાં ફોતરાંની જેમ બીજાની પાછળ રહેવાથી તમો આરતી પ્રમુખ કરવા પામતા નથી. એટલે કે જેમ ફોતરાં ચોખાની પછવાડે લાગેલા હોવાથી આદર પામે છે તેમ તમે પણ પર ચૈત્યને વિષે પૂજા કરી શકો છો. પણ તમે આરતિ, મંગળ દીવો, વિગેરે કરવાનો અધિકાર પામી શકતા નથી. માટે તમારૂં પોતાનું ચૈત્ય કરાવો કે જેથી સર્વ રીતે તમારૂં પ્રધાનપણુ થાય." વળી સાધર્મી વાત્સલ્ય કરવાને તત્પર

થયેલા શ્રાવકોને એવો ઉપદેશ કરે કે-"પોતાના પક્ષનો આશ્રય કરનારાને જ સાધર્મી તરીકે માનવા, પણ પર પક્ષને માનનારા ગુણવાનને પણ સાધર્મી ગણવા નહીં." ઇત્યાદિ ભેદ બુદ્ધિથી ઉપદેશ કરે. પરંતુ "વીતરાગની આજ્ઞા માનનારા અને પંચ પરમેષ્ઠિ મંત્ર (નવકાર)નું વિધિ પુર્વક સ્મરણ કરનારા સર્વે સાધર્મી ભાઇઓ જ જાણવા જોઇએ" એવો ઉપદેશ કરતા નથી. વળી "આ સાધારણ દ્રવ્ય અમારા શ્રાવકોએ મૂક્યું છે, માટે અમારી ઇ ચ્છાનુસાર તેનો વ્યય થશે." આવી રીતે ભેદ પમાડનાર ગુરૂ સંકલેશના હેતુ હોવાથી આરાધવા યોગ્ય નથી." ઇત્યાદિ યુક્તિ પુર્વક પોતાના સસરાને સારી રીતે સમજાવી ને સુવર્ણ રૂચિએ ફરીથી કહ્યું કે—"નવું દેરાસર કરાવ્યા કરતા પણ જીર્ણોદ્ધાર કરાવવાથી તેનું મોટું ફળ સિદ્ધાંતમાં કહ્યું છે. માટે જીર્ણોદ્ધાર કરાવ્યા પછી નવીન પ્રાસાદ પણ હું કરાવીશ."

એ રીતે કેટલોક કાળ ગયા પછી સુવર્ણરૂચિએ અતિ ઉંચા તોરણવાળો એક જિન પ્રાસાદ કરાવી તેની પ્રતિષ્ટા કરી. તે જોઇને તે નગરનો રાજા સુવર્ણરૂચિ ઉપર ઘણો પ્રસન્ન થયો. અને પોતાની દાનશાળા તરફથી અમુક દ્રવ્ય દેરાસરની પુજા માટે દરવરસે આપવાની કબુલાત આપી ત્યાર પછી કેટલેકકાળે ધનનંદી નામનો તે રાજાની દાન શાળાનો અધિકારી થયો. તેણે રાજાએ કબૂલ કરેલું દેવદાય આપવું બંધ કર્યું તે અવસરે સુવર્ણરૂચિ કાંઇ કાર્ય પ્રસંગે પોતાના દેશમાં માત પિતાને મળવા માટે ગયો. ત્યાં તેને ઘણો વખત વ્યતીત થયો. તેથી અહીં નગરના બીજા શ્રાવકોએ મળીને રત્નાવહ શ્રેષ્ઠીને કહ્યું કે "હે ભદ્ર!

તમારા જમાઈએ કરાવેલા જિનાલયમાં રાજાએ પૂજા માટે જે ધન કલ્પેલું હતું, તે દ્રવ્ય ધનનંદી આપતો નથી. તો પણ તમે તેની કેમ ઉપેક્ષા કરો છો ?" ત્યારે સાર્થવાહે કહ્યું કે-"અમારે દાનશાળાના અધિકારી સાથે વેપાર સંબંધિ ઘણું કામ પડે છે, માટે તેની સાથે વૈર કરવું મને રૂચતું નથી." ત્યાર પછી કેટલેક દિવસે સુવર્ણરૂચિ પોતાના દેશમાંથી તે નગરમાં આવ્યો. તેણે તે વૃત્તાંત જાણીને પોતાના સસરાને કહ્યું કે-"દેવદાયના લોપ કરનાર ધનનંદીની તમે આજ સુધી કેમ ઉપેક્ષા કરી ?" સાર્થવાહે ઉત્તર આપ્યો કે-"હે ભદ્ર ? ધનનંદી અતિ દુષ્ટ અને ચાડીયો છે વળી તે રાજાનો માનીતો છે, માટે તેની સાથે વૈર કરવાથી મોટા અનર્થમાં આવવું પડે. તેથી તમારે પણ તેને કાંઇ કહેવું નહીં. વળી હે વત્સ ? મુક્તિ પદ પામેલા તીર્થંકરોને દ્રવ્યની શી જરૂર છે ? તે તો વીતરાગ છે, માટે ઓચ્છવ વિગેરે કરવાનું કાંઇ પ્રયોજન નથી." તે સાંભળીને સુવર્ણરૂચિએ કહ્યું કે-"હે તાત ? અનર્થના ભયથી દેવદ્રવ્યના લોપ કરનાર ધનનંદીની ઉપેક્ષા કરીયે તો શક્તિ છતાં દેવદ્રવ્યના વિનાશની ઉપેક્ષા કરવાથી આપણને ઘણી અનર્થ પરંપરા પ્રાપ્ત થાય, માટે આ તમારૂં બોલવું સર્વથા અયોગ્ય છે. તે ધનનંદી દ્વેષને લીધે જે કરવું હોય તે કરે, પરંતુ હું તો મારી શક્તિ પ્રમાણે પ્રયાસ કરીને દેવદાય વાળીશ. અને આજ સુધીનું ચડેલું દ્રવ્ય પણ લઇશ." એ પ્રમાણે કહીને સુવર્ણરૂચિ રાજા પાસે ગયો. અને કહ્યું કે-"હે સ્વામિન્ ? મેં કરાવેલા જિન પ્રાસાદની પૂજા માટે દાનશાળા તરફથી જે કર આપે કરી આપ્યો છે, તે ધનનંદીએ તોડી નાંખ્યો છે" તે સાંભળીને રાજા ધનનંદી

ઉપર અતિ કોપ પામ્યો. તેને પકડાવીને કેદમાં નાંખ્યો. પછી જેટલા વર્ષનું જેટલું દ્રવ્ય ચડયું હતું તેથી બમણું દ્રવ્ય તે ધનનંદી પાસેથી લઇને સુવર્ણરૂચિએ તેને બંધનથી મુક્ત કરાવ્યો. ત્યાર પછી ધનનંદી સુવર્ણરૂચિ ઉપર દ્વેષ કરતાં કેટલેક કાળે મરણ પામીને નરકમાં ઉત્પન્ન થયો.

સુવર્ણરૂચિ તે નગરમાં આવેલા સર્વ જિનાલયોની સાર સંભાળ રાખતો હતો. કેટલેક કાળે તેને **અર્હદ્દત્ત** નામનો એક પુત્ર ઉત્પન્ન થયો. તે અનુક્રમે યુવાવસ્થા પામ્યો. પરંતુ દેવગુરૂને પ્રણામ પણ કરતો નહોતો. તો ધર્મ ક્રિયા તો કયાંથીજ કરે. પોતાનો કુલાચાર છોડી કુસંગ કરવા લાગ્યો. અસત્ય બોલતો, પ્રાણી હિંસા કરતો, પર ધનની ચોરી કરતો, સાધારણ દ્રવ્ય ખાઇ જતો, અને દેવ દ્રવ્યનો નાશ કરતો. તથા તેવા દ્રવ્યથી જુગાર રમવા લાગ્યો તેથી લોકો તેને અનર્થચોર નામથી બોલાવવા લાગ્યા. પુત્રનાં આવાં ચરિત્ર જોઇને સુવર્ણરૂચિએ પોતાની પત્નીને કહ્યું કે–" હે પ્રિયે ? આ તારો પુત્ર સાધારણ દ્રવ્ય તથા દેવદ્રવ્યને પણ છોડતો નથી. તેને કોઇ પણ પ્રકારે શિખામણ લાગતી નથી, તેથી હવે તો તેને રાજાનો પક્ષ ગ્રહણ કરીને કાઢી મૂકું છું." આ વાત પુત્રના સ્નેહમાં મોહ પામેલી રત્નાવતીએ કબુલ કરી નહીં. સુવર્ણરૂચિ ફરીથી બોલ્યો કે–" હે પ્રિયે ? આ પુત્રનું ઉગ્ર પાપ મારાથી જોઇ શકાતું નથી. તેથી હું ચારિત્ર ગ્રહણ કરીશ." તે સાંભળીને રત્નાવતી બોલી કે–" હે પ્રિય ? આપની એવી ઇચ્છા છે. તો હું પણ આપની સાથે જ ચારિત્ર લઇશ." પછી સુવર્ણરૂચિએ સર્વ જિનાલયોનું દેવદ્રવ્ય, જ્ઞાન દ્રવ્ય અને સાધારણ દ્રવ્ય સારા શ્રાવકોને સાર સં-

ભાળ માટે સોંપ્યું, અને કહ્યું કે–“ હે ભદ્ર જનો? આજથી મારા પુત્રને આ દેવાદિ દ્રવ્ય તમે સોંપશો નહીં. તેમજ તે પોતે દેવાદિ દ્રવ્યનો અધિકારી થવા ઇચ્છે. તો પણ તમારે તેને પેસવા દેવો નહીં.” તે પ્રમાણે તે શ્રાવકોએ પણ અંગીકાર કર્યું. એક દિવસ પુત્રના સ્નેહથી વ્યાકુળ ચિત્તવાળી રત્નાવતીએ શ્રાવકોને કહ્યુ કે–“ મારા પુત્રને તમે અતિશય તાડન–તર્જન કરશો નહીં. કેમકે જો તે જિન દ્રવ્યાદિકની સાર સંભાળ કરવાની ચિંતામાં પડશે, તો કોઇક વખત પણ સન્માર્ગમાં પ્રવર્તશે. પણ તેને સર્વથા બહાર કરશો તો તે કેવળ ધર્મ રહિત જ થવાનો. જો કદાપિ તે દેવદ્રવ્યાદિનો વિનાશ કરે. તો તમારે તેને સામ વચનથી સદુપદેશ આપવો, પણ કેવળ ધિક્કારી કાઢવો નહીં. કદાચિત્ તે થોડો એક દેવદ્રવ્યાદિકનો વિનાશ કરે, તો કાંઇક ઉપેક્ષા કરવી. કેમકે તેના પિતાએ પોતાના હાથથીજ ઉપાર્જન કરેલું ધન દેવાલય તથા જ્ઞાનાદિ કાર્યમાં આપ્યું છે. તે સર્વ ધન લોક વ્યવહારથી પુત્રનું જ કહેવાય. માટે તેના પિતાના પુણ્યથી પણ આ [1]વરાક પુત્ર જિન દ્રવ્ય ભક્ષણ કરવાના પાપથી છૂટશે.” ઇત્યાદિ કહીને રત્નાવતીએ સુવર્ણરૂચિ સાથે ચારિત્ર ગ્રહણ કર્યું. બન્ને જણા ચિરકાળ સુધી નિરતિચાર ચારિત્ર પાળીને આયુ ક્ષયે કાળ કરીને પાંચમા દેવલોકને વિષે મહર્દ્ધિક દેવતા થયા.

**इति प्रथमो भवः**

આ જંબુદ્વીપમાં ભરત ક્ષેત્રને વિષે અમરતિલક નામે

---

૧ રાંકડો.

નગર છે. તેમાં **અમરસેન** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને **ચંદ્રશિખા** નામની રાણીની કુક્ષીએ સુવર્ણરૂચિનો જીવ દેવલોકમાંથી ચવીને ઉત્પન્ન થયો. તે પુત્રનો જન્મ થતાં જ તેને કોઇ એક દેવતાએ હરણ કરીને મહા અરણ્યમાં મૂક્યો; તે દેવતાએ વિચાર્યું કે-"મારે બાળહત્યા શા માટે કરવી જોઇએ ? હવે તે પોતે જ મરી જશે." એમ વિચારીને તે દેવ જતો રહ્યો. તેજ વખતે પોતાના પૂર્વ ભવના દેવદ્રવ્ય રક્ષણના પુણ્ય પ્રભાવથી ત્યાં બીજો દેવતા આવ્યો. તેણે તે બાળક લઇને વિરાટ દેશમાં આવેલા સુદર્શનપુરના રાજા રત્નચૂડની પુત્ર રહિત ભાર્યા મદનચૂડાને આપ્યો. તે રાણીએ દેવતાનો આપેલો ધારીને તેનું સારી રીતે પાલન પોષણ કર્યું. અને તેનું સુરસિંહ નામ પાડયું. અનુક્રમે તે કુમાર વૃદ્ધિ પામી બહોતેર કળામાં કુશળ અને ભુજબળથી અતિ શૂરવીર યુવાન્ થયો.

એક દિવસ રાજસભામાં નગરના મહાજને આવીને રાજાને કહ્યું કે-"હે સ્વામિન્ ? આપણા નગરમાં કોઈ એક રણસિંહ નામનો ચોર છે. તે વિદ્યાસિદ્ધ હોવાથી અદ્દશ્ય રીતે આવીને નગરનું ધન ચોરી જાય છે તેને કોઇ પકડી શકતું નથી." તે સાંભળીને રાજા સર્વ સભા તરફ જોઇને બોલ્યો કે-"તે ચોરને પકડી લાવે, તેવો કોઇ શૂરવીર આ સભામાં છે ?" તે સાંભળીને સર્વ સુભટો નીચા મુખવાળા થઇ ગયા. ત્યારે સુરસિંહ કુમાર પ્રતિજ્ઞા કરીને બોલ્યો કે-"આજથી સાત દિવસમાં હું તે ચોરને શોધી લાવું નહીં તો મારે અગ્નિમાં પ્રવેશ કરવો" એમ કહી રાજાની આજ્ઞાથી કુમાર રાત્રિને સમયે ગામમાં ચોતરફ ફરવા લાગ્યો. તેમ કરતાં છ દિવસ વ્યતીત થયા. પણ તે

ચોરનો પત્તો લાગ્યો નહીં. સાતમે દિવસે કુમાર સ્મશાનમાં ગયો. ત્યાં સ્મશાન વાસી કોઇ એક યક્ષ મહા પ્રભાવવાળો રહેતો હતો. તેને કુમારે કહ્યું કે-" હે યક્ષ ? રણસિંહ ચોરને બતાવ, નહીં તો તારી પાસે મારૂં માથું છેદીશ." એમ કહીને કુમારે ખડ્ગ કાઢી પોતાનું માથું છેદવા માંડ્યું, તેવામાં તે યક્ષ પ્રસન્ન થઇને બોલ્યો કે-"હે વત્સ ? આ મારા દેહુરાની પાછળ બાવન હાથના વિસ્તાર વાળી એક શિલા છે. તેની નીચે ભોંયરામાં તે ચોર રહે છે. પરંતુ તે દેવ-દાનવોથી પણ જીતી શકાય તેવો નથી. તે હમેશાં રાત્રે ચોરી કરે છે, અને દિવસે તે શિલાને પોતાના જ હાથથી ઉઠાવીને નીચેના ભોંયરામાં રહે છે." તે સાંભળીને પ્રસન્ન થયેલો કુમાર પોતાના હાથથી જ તે શિલા દૂર કરી ભોંયરામાં પેઠો. તેમાં એક મનોહર સ્વરૂપ વાળી કન્યા તેના જોવામાં આવી. તે કન્યાએ કુમારને જોઇને સંભ્રમ સહીત ઉઠીને તેને બેસવા માટે આસન આપ્યું. પછી કન્યા બોલી કે-" હે સત્પુરૂષ ? યમરાજ જેવા મારા ભાઇના મુખમાં પેસવા માટે તમે કેમ આવ્યા છો ? માટે અહીંથી તમે જલદી બહાર જાઓ." કુમારે કહ્યું કે-" હુ તેનેજ પકડવા માટે આવ્યો છું." ત્યારે તે કન્યા બોલી કે-" જો એમ છે, તો મારા ભાઇને પ્રથમ કોઇ નિમિત્તિયાએ કહ્યું હતું કે-"જે તારી બ્હેનને પરણશે, તે તને મારશે" માટે તમે મને જલદીથી પરણો." તે સાંભળીને કુમારે તેની સાથે ગાંધર્વ લગ્ન કર્યાં. પછી કુમારે કહ્યું કે-" હે પ્રિયે ? તારા ભાઇ સાથે યુદ્ધ કરતાં મને કાંઇ પણ અડચણ થાય, તો તારે જઇને મારા માતા પિતાને સર્વ વૃત્તાંત કહેવું." તેવામાં તે રણસિંહ ચોર ત્યાં આવ્યો. તેની સાથે કુમાર યુદ્ધ કરવા લાગ્યો. યુદ્ધ

કરતાં પ્રાતઃકાળ થયો. તેવામાં તે ચોરે કુમારને ઉપાડી આકાશ માર્ગમાં દૂર ફેંક્યો. ત્યાર પછી તે સુંદરીએ જઇને સર્વ હકીકત રાજાને નિવેદન કરી. તે સાંભળી રાજા હર્ષ તથા શોકમાં મગ્ન થયો. તે સુંદરીએ સર્વ ચોરીનું ધન રાજાને સોંપ્યું.

એક દિવસ તે નગરના ઉપવનમાં કોઇ કેવળી સમવસર્યા તે જાણીને રાજા તથા રાણી પરિવાર સહિત કેવળીને વાંદવા ગયા ત્યાં ધર્મદેશના સાંભળીને રાજાએ ગુરૂને પૂછ્યું કે–" હે ભગવન્ ? ચોરની સાથે લડતા કુમારનું શું થયું ? તે કુમાર જીવે છે કે નહીં ? તે કૃપા કરીને કહો." ત્યારે ગુરૂએ કહ્યું કે–" હે રાજન્ ? ચોરે કુમારને ઉછાળીને આકાશમાં નાંખ્યો, તે વખતે કુમારે દૃઢ મુઠીવડે ચોરને એવો માર્યો કે જેથી તે પૃથ્વીપર પડી ગયો. અને મૂર્છા પામ્યો. ત્યારે કુમારે દયાથી તેનાપર શીત જળ છાંટીને તેને સાવધ કર્યો, તે જોઇ ચોરે કહ્યું કે–" હે સત્પુરૂષ ? હું તારાથી પરાજય પામ્યો. માટે તું મારી પાસેથી માત્ર પાઠ કરવાથી જ સિદ્ધ થાય તેવી આકાશ ગામિની વિદ્યા ગ્રહણ કર." ત્યારે કુમારે તેની પાસેથી વિનય પૂર્વક વિદ્યા ગ્રહણ કરી. પછી ચોર બોલ્યો કે–" મને પ્રથમ કોઇ નિમિત્તિયાએ કહ્યું હતું, કે–તારી બેન રત્નસુંદરીનો જે પતિ થશે, તે તારો પરાજય કરશે.–તે આજે સત્ય થયું. હે કુમાર ? તમારા પ્રહારથી મારૂં શરીર જર્જરિત થયું છે, તેથી મને વૈરાગ્ય પ્રાપ્ત થયો છે. માટે હવે હું ચારિત્ર ગ્રહણ કરીશ." એમ કહી તે ચોરે તેજ વનમાં કોઇ મુનિ પાસે દીક્ષા ગ્રહણ કરી. પછી કુમાર તેને વંદના કરીને આકાશ માર્ગે પાછો વળ્યો. માર્ગમાં જતાં અરણ્યમાં એક ઉત્તુંગ

સુવર્ણમય પ્રાસાદ તેણે જોયો. તેથી નીચે ઉતરી પ્રાસાદમાં રહેલી ઋષભદેવની પ્રતિમાને તે વાંદતો હતો. તેવામાં " अहो निर्वीरमुर्वीतलम् " " અહો ? પૃથ્વીપર કોઈ વીર પુરૂષ નથી " એવો કરૂણામય દીર્ઘ ધ્વનિ તેણે સાંભળ્યો કુમાર ચૈત્ય બહાર આવીને જુએ છે, તો પાસે એક વૃક્ષ નીચે પુષ્પની માળાને ધારણ કરનારી કોઇ રૂપવતી બાળા હતી. તેને જોઇને કુમારે વિચાર્યું કે-" જરૂર આ સ્ત્રીનો જ કરૂણાજનક શબ્દ થયો. " તેવામાં કુમારે એક જોગી આવતો જોયો. તે જોગીએ પોતાના કંઠમાં ખોપરીની માળા પહેરી હતી. હાથમાં કપાલું રાખ્યું હતું અને તેનું શરીર અતિ ભયંકર ભાસતું હતું, તેનું નામ યમકિંકર હતું. તે જોગી તે વૃક્ષ નીચે આવીને મંડળ કરી તેમાં ધ્યાન સહિત બેઠો. અને પાસે અગ્નિનો કુંડ કરી તેમાં હોમ કરવા લાગ્યો. પછી તે ઉઠીને રૂદન કરતી કન્યાના કેશ ઝાલીને બોલ્યો કે-" હે સુંદરી ! તારો કહેલો અવધિ પૂર્ણ થયો, માટે મારી સાથે લગ્ન કર." તે બાળા બોલી કે-" ઉભય લોકને વિરૂદ્ધ એવું વચન કેમ બોલે છે ? હું સુરસિંહ કુમાર સિવાય બીજા કોઇને વાંછતી નથી; " તે સાંભળીને ક્રોધ પામેલો જોગી તે બાળાને તાડન કરવા લાગ્યો. એટલે કુમાર ત્યાં આવી પહોંચ્યો, અને જોગીને દૂર કર્યો. ત્યારે જોગી બોલ્યો કે-" હે વીર પુરૂષ ! આ અસત્ય બોલનારી સ્ત્રીનો પક્ષપાત તમે કેમ કરો છો ? સાંભળો પ્રથમ હું સર્વ વાંછિત પૂર્ણ કરનાર મંત્ર સિદ્ધ કરવા માટે સર્વ લક્ષણથી સંપૂર્ણ અંગવાળી આ સ્ત્રીને તેની સખી સહિત અહીં લાવ્યો હતો. પરંતુ તેનાપર મને રાગ થવાથી મેં તેને કહ્યું કે-" હે સુંદરી ? તું મને સ્વામી તરીકે અંગીકાર કરે, તો આ મરણના કષ્ટથી તને મુક્ત

કરૂં." તે સાંભળીને તેણીએ જૂઠું હાસ્ય કરીને કહ્યું કે-"તમારી ઇચ્છા કોણ ન કરે? પરંતુ મારે એક માસ સુધી કામદેવની પૂજાનો અભિગ્રહ છે. ત્યાર પછી હું પાણિ ગ્રહણ કરી શકીશ" એમ કહીને તે ફરીથી બોલી કે-"મને આકાશ ગામિની વિદ્યા આપો, કે જેથી હું આકાશ માર્ગે આ વનમાં આવીને નિરંતર કામદેવની પૂજા કરૂં." ત્યારે મેં પણ સરળ ભાવથી તેને માત્ર પાઠ કરવાથી જ સિદ્ધ થાય તેવી આકાશ ગામિની વિદ્યા આપી. તેથી તે નિરંતર અત્રે આવીને પૂજા કરતી. આજે તેનો અવધિ પૂરો થયો છે તો પણ મારૂં અંગીકાર કરેલું વચન કબુલ કરતી નથી. તેથી તેને હું શિક્ષા આપું છું. તો તમારે આવી અસત્યવાદીનો પક્ષપાત કરવો યોગ્ય નથી." એમ કહીને તે જોગી તેણીને મારવા લાગ્યો. તે જોઇ કુમારને તે કન્યા ઉપર દયા આવવાથી તેણે જોગી સાથે યુદ્ધ કર્યું. અને તેને નસાડી મૂકયો પછી પ્રસન્ન ચિત્તવાળી તે સ્ત્રીએ કુમારને કહ્યું કે-"હે સુરસિંહ કુમાર? હું ઘણા કાળથી તમારી વાંચ્છા કરૂં છું. માટે મારૂં પાણિ ગ્રહણ કરો.' કુમારે કહ્યું કે-"તું કોણ છે? અને સુરસિંહને તું શી રીતે ઓળખે છે." તે બોલી કે-"પ્રથમ મારૂં પાણિ ગ્રહણ કરો, પછીથી સર્વ વૃત્તાંત કહીશ કેમકે લગ્નનું મુહુર્ત જતું રહે છે" તે સાંભળી કુમારે તેની સાથે ગાંધર્વ લગ્ન કર્યા. પછી તે બન્ને જણા એક બીજાનું વૃત્તાંત પૂછે છે, તેટલામાં કોઇએ અદૃશ્ય પણાથી તે કુમારનુ હરણ કર્યું, અને તેને ગંગા તથા સમુદ્રના સંગમ પાસેના નગરમાં મૂકયો. કુમારે નગરમાં પ્રવેશ કર્યો. પરંતુ સર્વ નગર શૂન્ય હતું, કોઇ પણ પ્રાણી તેની દૃષ્ટિએ પડયું નહીં. ચાલતાં ચાલતાં કુમાર રાજ મ-

હેલ પાસે આવ્યો. મહેલ ઉપર ચડવા માંડયું. ચાર માળ ચડયો, ત્યારે ત્યાં એક પલંગ ઉપર ભયાનક સિંહ બેઠેલો તેણે જોયો. કુમાર ભય રહિત તેની પાસે ગયો. તેવામાં તે સિંહે પોતાના મુખમાંથી રૂપ પરાવર્તન કરનારી ગોળી કાઢી લીધી. તો મનોહર સ્વરૂપ વાળી એક કન્યા થઇ ગઇ. તે જોઇ કુમારે "આ શું? એમ પૂછ્યું. ત્યારે કન્યા બોલી કે–" હે કુમાર? આ કથા મોટી છે, તે તમે સાંભળો આ જયસુંદર નામનું નગર છે. અહીં જયવલ્લભ નામે રાજા હતો, તેની હું લીલાવતી નામની પુત્રી છું. એક વખત આ નગરમાં કોઇ રાક્ષસ આવ્યો. તેણે ક્રોધથી સર્વ નગર ઉજડ કર્યું. મારો પિતા પરિવાર સહિત નાઠો. તેમાં એક મને પકડીને તેણે અહીં રાખી છે. કોઇ પણ પ્રકારના મોહથી મને તે રાક્ષસ પુત્રીની જેમ પાળે છે, તેનું કારણ હું જાણતી નથી. જ્યારે તે રાક્ષસ અહીંથી જાય છે, ત્યારે મને રૂપ પરાવર્તન કરવાની ગોળી આપે છે. તેથી હું રૂપ બદલીને નિર્ભયપણે રહું છું " આ પ્રમાણે વાત કરે છે, તેવામાં તે રાક્ષસ ભયંકર અટ્ટહાસ કરતો આવ્યો. કુમારને જોઇ તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો કુમારે તેનો પરાજય કરી પોતાનો સેવક બનાવ્યો. પછી કુમારે તેને નગર ઉજડ કરવાનું કારણ પૂછયું એટલે રાક્ષસ બોલ્યો કે–" હે વીર? વૈતાઢ્યગિરિ ઉપર મહોત્સવ નામના પુરને વિષે ગગનમંડળ રાજા રાજ્ય કરતો હતો. તેને ગગનગતિ નામનો પુત્ર હતો. તે પુત્ર જન્મથીજ અનેક રોગવાળો હતો. અનુક્રમે તે કુષ્ટ ( કોઢ ) ના વ્યાધિથી પીડાવા લાગ્યો. તેથી તેના સ્વજનોએ તેનો ત્યાગ કર્યો તેથી તે કુમાર પરદેશ ગયો ત્યાં તે રોગરહિત થયો. પછી કોઇ વિદ્યાધર ઉપાધ્યાયની પાસે જઇને તેણે આગ્રહ

તથા વિનય પૂર્વક ગગનગામિની વિદ્યા ગ્રહણ કરી. તે વિદ્યા સાધન કરતાં પૂર્વના પાપથી વિદ્યા દેવી તેનાપર રૂષ્ટમાન થઇ અને તેને વૈતાઢય પર્વત ઉપરથી નીચે ભરત ક્ષેત્રની ભૂમિપર નાંખ્યો. ત્યાં પણ તે વ્યાધિગ્રસ્ત થયો અનેક ઉપચાર કરતાં સો વર્ષે તે વ્યાધિ રહિત થયો. ત્યાંથી કોઇ એક નગરમાં જઈ ધન ઉપાર્જન કર્યું પછી તેજ ગામમાં રતિસેના નામની વેશ્યા રહેતી હતી. તેના પર તે આસક્ત થયો. તે વેશ્યા રાજપુત્ર રતિવલ્લભને અતિ પ્રિય હતી. તેણે તેની આસક્તિ જાણીને દેશમાંથી કાઢી મૂકયો પછી ગગનગતિ અનેક દેશોમાં ભિક્ષાવૃત્તિથી અટન કરવા લાગ્યો. પણ સંપૂર્ણ ભિક્ષા પામતો નહીં. એટલે તે એક વખત કોઇની પાસેથી નિધાન કલ્પ અર્થાત નિધિ ઓળખવાની વિદ્યા શીખ્યો. પછી ફરતાં ફરતાં એક બીલીના વૃક્ષનો પ્રરોહ જોઇને તેણે વિચાર્યું કે– "બીલી તથા ખાખરાનું વૃક્ષ જ્યાં ઉગ્યું હોય, ત્યાં જરૂર ધન નિધાન હોવું જોઇએ" એમ વિચારી તે બીલીના મૂળમાં ખોદવા લાગ્યો. તો એક રત્ન નિધાન નિકળ્યું. તે નિધાન પોતે લેવા જાય છે, તેટલામાં "હે નિઃપુણ્ય! તારાપર નિધિનો સ્વામી કોપ પામ્યો છે." એમ આક્રોશ કરતા એક યક્ષે આવીને તેને મુદ્દગરથી ખુબ માર્યો તેને વનદેવીએ અનુકંપાથી સાજો કર્યો. ત્યાંથી ગગનગતિ કોઇ એક ગામમાં ગયો. તે ગામની પાસે નદી હતી. તે નદીપર એક દિવસ ગગનગતિ ફરતો હતો. તેવામાં પૂરથી પડી ગયેલા કાંઠામાંથી ધનનું નિધાન નીકળ્યું. તે તેણે લીધું. તે લેતાં રાજાના પુરૂષોએ તેને જોયો. અને તેને પકડી સર્વ નિધાન લઇ લીધું. વળી તેઓએ કહ્યું કે– "બીજું નિધાન દેખાડ કયાં સંતાડયું છે?" એમ કહી

તેને ઘણો માર મારી કાઢી મૂકયો. એક દહાડો કાપાલિક નામના જોગીએ તેને તુમડું આપીને રસકૂપમાં ઉતાર્યો. તેમાંથી રસનું તુમડું ભરીને તે દોરડાવતી બહાર નીકળ્યો બન્ને જણા વનમાં એક નિકુંજને વિષે રહ્યા ત્યાંથી તે જોગી તેને ઠગીને રસ તુમડું લઇને નાશી ગયો. ગગનગતિ તેની પાછળ ગયો અને તેને મળીને અર્ધો રસ તેની પાસેથી લીધો. તે લઇને ગગનગતિ એક વનમાં જઇ ત્યાં સુવર્ણ કરવા લાગ્યો. તેવામાં વનદેવીએ નિઃપુણ્યના સંબોધનથી તેની નિર્ભત્સના કરીને સુવર્ણ તથા રસ લઇને અતિ માર માર્યો ત્યાંથી ગગનગતિ ગામોમાં અટન કરી ભિક્ષા માગવા લાગ્યો. પરંતુ ઉદર પૂર્ણ પણ થયું નહીં ફરતાં ફરતાં તે ગગનગતિ આ જયસુંદર નગરમાં આવ્યો અહીં મનોનંદ નામના મહા પ્રભાવક યક્ષના આયતનમાં ગયો. અને એક માસ સુધી યક્ષનું આરાધન કરવા માટે ઉપવાસ કર્યા ત્યારે યક્ષરાજ પ્રત્યક્ષ થઇને બોલ્યો કે- “ અરે? અહીં કેમ બેઠો છે હે નિર્ભાગ્ય ? અહીંથી ચાલ્યો જા. તારા પ્રારબ્ધમાં ઉદર નિર્વાહ જેટલું પણ અન્ન નથી. ” તે સાંભળીને પણ ગગનગતિ ત્યાંથી ઉઠયો નહીં ત્યારે યક્ષ કોપાયમાન થયો. પછી તે યક્ષના કિંકરોએ કોઇ સ્થળેથી એક આભરણનો કરંડીયો લાવીને તેને આપ્યો એટલે તે ગગનગતિ ખુશી થયો તે લઇને ગગનગતિ જતો હતો, તેવામાં નગરના કોઇ ગૃહસ્થને ઘેર ખાતર પાડીને ચોરો ધન લઇ નાશી ગયા હતા, તેની પાછળ રાજાના સિપાઇઓ શોધ કરવા નીકળ્યા. તેમણે ગગનગતિને આભરણના કરંડીયા સહિત પકડીને રાજા પાસે લઇ ગયા. રાજાએ તેને શૂળીપર ચઢાવવાનો હુકમ કર્યો તેથી તેને શૂળીપર ચડાવ્યો ત્યાં તે અતિ તૃષાથી

પીડાવા લાગ્યો પણ કોઈએ તેને પાણી આપ્યું નહીં તેવામાં કોઈ ડોશીએ. દયા આવવાથી તેને પાણી પાયું પછી તે ગગનગતિ મરીને રાક્ષસ થયો. હે કુમાર ? તેજ રાક્ષસ હું છું તે ડોશીએ મને પાણી પાયું હતું. તેથી રાજાએ તેને દેશમાંથી કાઢી મૂકી. તેને માર્ગમાં જતાં સર્પ કરડ્યો તેથી તે મરણ પામીને આ જ નગરના રાજાની લીલાવતી નામે પુત્રી થઇ છે, પછી એક દિવસ હું આ નગરમાં આવ્યો અને અવધિ જ્ઞાનનો પ્રયોગ કરીને મેં મારા પૂર્વ ભવનું સર્વ વૃત્તાંત જાણ્યું, તેથી મેં ક્રોધ કરીને આ સર્વ નગર ઉજાડ કર્યું છે. અને પૂર્વ ભવની ઉપકાર કરનારી આ લીલાવતીને સ્નેહ પૂર્વક મેં પુત્રી તરીકે રાખી છે. હવે તે યુવાવસ્થાને પામી છે એમ જાણીને મેં અવધિ જ્ઞાનથી જોયું તો તું તેનો ભર્તા જણાયો તેથી તે વનમાંથી મેં તને અહીં આણ્યો છે માટે તું તેનું પાણિ ગ્રહણ કર " એમ કહીને તે રાક્ષસે મોટા ઉત્સવ પૂર્વક નગર વસાવ્યું, કુમાર તેને પરણ્યો ને તે નગરનો રાજા થયો.

એક દિવસ મધ્ય રાત્રીને સમયે કુમારે વાજિત્ર સહિત સુંદર સંગીતનો ધ્વનિ સાંભળ્યો. તે જોવાના કૌતુકથી તે ગોળીવડે રૂપનું પરાવર્તન કરીને ત્યાં ગયો. તો વનમાં રહેલા જિન પ્રાસાદને વિષે વિદ્યાધરોને નૃત્ય સંગીત કરતા જોયા. કુમારે પણ ગુપ્ત રીતે રહી સર્વ જોયું. સંગીત થઇ રહ્યા પછી સર્વ વિદ્યાધરો પોત પોતાને સ્થાને ગયા પછી કુમાર પણ ચૈત્ય બહાર નીકળ્યો એટલામાં કોઇ સ્ત્રીનો દુઃખી આક્રંદ તેના સાંભળવામાં આવ્યો. તેથી તે ત્યાં ગયો તો કોઇ એક વિદ્યાધરે કેશમાં પકડીને માર મરાતી એક કન્યા દીઠી. તેથી દયાને લીધે કુમારે વિદ્યાધરને

હાંકી કાઢ્યો ત્યારે વિદ્યાધર તેની સાથે યુદ્ધ કરવા લાગ્યો, તેમાં કુમારે તેનો પરાજય કરી તેને સેવક બનાવ્યો. પછી કુમારે વૃત્તાંત પૂછ્યું. ત્યારે વિદ્યાધર બોલ્યો કે–" હે કુમાર ? હું વૈતાઢ્ય પર્વત ઉપર તમાલપુરનો રાજા હેમાર્જુન નામનો વિદ્યાધરનો પતિ છું. એક દિવસ મેં સાધુ પાસેથી સમ્યક્ત્વ મૂળ શ્રાવકનાં બાર વ્રત ગ્રહણ કર્યાં હતાં. કાળે કરીને શ્રાવકપણું મુકીને હું વિષય લંપટ થયો. એક દિવસ મેં એક વનમાં આ સ્ત્રીને તેની સખી સાથે જોઇ. તેનાપર મારી પ્રીતિ થઇ. તેથી મેં તેને અહીં આણીને સામ વાક્યોથી મારી સાથે પરણવા કહ્યું. પરંતુ તે તેણીએ અંગીકાર કર્યું નહીં. અને કહેવા લાગી કે–" સુરસિંહ પતિ વિના પ્રાણાંતે પણ હું બીજો પતિ કરીશ નહીં. " તેથી મેં તેને નિરંતર ક્રોધથી પાંચસો ફટકા મારવા માંડ્યા. તેને આજ છ માસ થયા, તો પણ મારૂં વચન અંગીકાર કરતી નથી. તેથી આજે પણ તેને હું મારતો હતો તેવામાં તેં આવીને મારો પરાજય કરી તેને બચાવી છે. હે મહાનુભાવ ? તેં આજે મારૂં માન ઉતારી મને પ્રતિબોધ પમાડ્યો છે. પૂર્વે મેં કોઇ નિમિત્તિયાને પૂછ્યું હતું કે– " મારે પુત્ર નથી, તો મારા રાજ્યનો સ્વામી કોણ થશે ? " તેના જવાબમાં તેણે કહ્યું હતું કે પૃથ્વીપર રહેલો સુરસિંહ કુમાર તારા રાજ્યનો સ્વામી થશે, મેં પૂછ્યું કે મારે તેને શી રીતે ઓળખવો ત્યારે નિમિત્તિયાએ કહ્યું કે–" આજ સુધી તું કોઇથી પરાજય પામ્યો નથી. તો તને જે પરાભવ પમાડશે. તે સુરસિંહ કુમાર તારા રાજ્યનો સ્વામી થશે " તો હે કુમાર ? આજે તે વાક્ય સત્ય થયું. પરંતુ તે નિમિત્તિયાએ તમારૂં ખુબસુરત સૌન્દર્ય કહ્યું હતું. અને તું તો કદ્રૂપો દેખાય છે માટે તારૂં ખરૂં રૂપ પ્રગટ કરી વિદ્યાધરનું રા-

જય ગ્રહણ કર. ” તે સાંભળીને કુમારે પોતાનું રૂપ પ્રગટ કર્યું. તે જોઇ વિદ્યાધર હર્ષિત થયો તે સ્ત્રી પણ કુમારને ઓળખીને હર્ષથી બોલી કે–“ હે સ્વામિન્ ? મનોનંદન નગરના જયમંગળ રાજાની વિદ્યુત્પ્રભા નામની હું પુત્રી છું. મને કુળદેવીએ “ તારો પતિ સુરસિંહ થશે ” એમ કહ્યું હતું. તેથી હું તમારે વિષે આસક્ત થઇને રહી હતી. તેવામાં જોગીએ અનુરક્ત થઇને તે વનમાં મને આણી હતી તેના મારથી બચાવીને તમોએ મારૂં પાણિ ગ્રહણ કર્યું હતું તે વખતે તમે અદૃશ્ય થયા. ત્યાર પછી આ વિદ્યાધરે મને અહીં આણી. અહીં પણ તમે જ મને છોડાવી. ” ત્યાર પછી તે વિદ્યાધરે કુમારને રોહણ્યાદિક વિદ્યાઓ આપી. તે સર્વ કુમારે પૂર્વ પુણ્યના પ્રભાવથી એક દિવસમાં સિદ્ધ કરી. પછી વિદ્યાના પ્રભાવથી વિમાન બનાવીને વિદ્યુત્પ્રભા સહિત કુમાર હેમાર્જુનની સાથે વૈતાઢ્ય પર્વત ઉપર ગયો. ત્યાં હેમાર્જુને કુમારને રાજ્ય સોંપી પોતે દીક્ષા ગ્રહણ કરી. કુમાર વિદ્યાધરની દક્ષિણ શ્રેણીનો રાજા થયો અને વિદ્યાધરોની એક હજાર કન્યાઓને પરણ્યો. અને લીલાવતીને પણ ત્યાં જ લઇ ગયો છે. હે નરચૂડ રાજા ? સર્વ વિદ્યાધરોથી સેવાતો તે કુમાર લીલાવતી અને વિદ્યુત્પ્રભા વિગેરે સર્વ સ્ત્રીઓ સહિત આજે જ તમને મળવા માટે આકાશ માર્ગને સાંકડો કરતો અહીં આવશે. ” એ રીતે ગુરૂ કહે છે. તેટલામાં કુમાર આકાશ માર્ગે પરિવાર સહિત ત્યાં આવ્યો પ્રથમ ગુરૂને વાંદીને પછી તે માત પિતાને નમ્યો. પછી રાણીએ ગુરૂને પૂછયું કે–“ હે પૂજ્ય ? આ કુમારને મેં જન્મ આપ્યો નથી. પણ દેવીએ મને આપ્યો છે. તો આ કોનો પુત્ર છે ? ” ગુરૂ બોલ્યા કે–“ હે ભદ્રે ? અંબરતિલક પુરમાં અમરસેન રાજાની રાણી

ચંદ્રશિખાએ આ કુમારને જન્મ આપ્યો છે. તેનો જન્મ થતાં જ પૂર્વ ભવના વૈરિ યક્ષે હરણ કરીને તેને વનમાં મૂક્યો હતો. પરંતુ તરત જ તેના મિત્ર રૂપ દેવતાએ લઇને તને આપ્યો હતો." તે સાંભળીને તે કુમારને રાજ્ય આ-પીને રાજાએ રાણી સહિત ચારિત્ર ગ્રહણ કર્યું. તે સુદર્શન પુરમાં સુરસિંહ રાજા થયો.

પછી એક દિવસે વિદ્યાધરોથી સેવાતો સુરસિંહ પોતાના મૂળ માતા પિતાને મળવા માટે અંબર તિલક પુરમાં ગયો. રાજા રાણી વિગેરે સર્વ લોકો તેનું વૃત્તાંત જાણી હર્ષ પામ્યા. એક દિવસ અમરસેન રાજાએ કેવળીને પૂછ્યું કે-"હે પૂજ્ય? મારા પુત્ર સુરસિંહે પૂર્વ ભવમાં શું પુણ્ય કર્યું હતું, કે જેથી ભૂચર (પૃથ્વીપર ચાલનાર) છતાં તે વિદ્યાધરનો ચક્રવર્તી થયો.?" ત્યારે ગુરૂએ તેની સુવર્ણ રૂચિના ભવની સર્વ કથા કહી, અને વળી કહ્યું કે-"હે રાજન્! દેવાદિ દ્રવ્યની વિધિપૂર્વક સાર સંભાળ કરવાથી આ ભવમાં સર્વ સંપત્તિનો ભોક્તા થયો છે. અને દાનશાળાના અધિકારી ધનનંદીએ દેવદાય તોડી નાંખ્યો હતો, તેથી તે જ ભવમાં સોળ મહારોગની વેદના ઘણા વર્ષ સુધી ભોગવીને અંતે પહેલી નરકે ગયો હતો. ત્યાં નરકની મહા વેદનાઓ ભોગવીને ત્યાંથી નીકળી હાથી થયો હતો. તેને બીજા હાથીએ માર્યો. ત્યાંથી તે ચાંડાળ થયો. જન્મથી જ તે રોગી હોવાથી માતા પિતાને હર્ષ આપતો નહોતો. એક દિવસ તે અગ્નિથી બળી મુઓ. તે ફરીથી પહેલી નરકમાં ગયો ત્યાંથી નીકળી તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થયો. ત્યાંથી પાછો પહેલી નરકમાં ગયો. ત્યાંથી નીકળી મત્સ્ય થયો. વળી મધ્યે મત્સ્યનો ભવ કરી બે વાર બીજી નરકે ગયો.

ત્યાંથી હાથી થઇને પાછો પહેલી નરકે ગયો. ત્યાંથી નીકળી મહિષ (પાડો) થયો. એમ દરેક સ્થાને મહા વેદના ભોગવી. કોઈ ભવે વિષથી, કોઇ ભવે શસ્ત્રથી, કોઇ ભવે અગ્નિથી અને કોઈ ભવે સિંહાદિકથી મરણ પામ્યો. ત્યાર પછી અકામ નિર્જરાના વશથી હાલમાં તે રત્નપ્રિય નામનો યક્ષ થયો છે તેણે જ સુરાસંહને જન્મ થતાં જ હરણ કરીને વનમાં મૂક્યો હતો પણ "તેની જાતે મરી જશે. મારે શા માટે બાળહત્યા કરવી જોઇએ?" એમ વિચારીને માર્યો નહોતો; પછી તેને પૂર્વભવની રત્નવતી સ્ત્રી કે જે દેવતા થઇ છે. તેણે સુદર્શનપુરના રત્નચૂડ રાજાની રાણી નરચૂલા કે જે પૂર્વ ભવની પોતાની માતા થાય. તેને સોંપ્યો હતો. પેલો વનનંદી યક્ષના ભવ પછી પણ અનંતા ભવ સંસારમાં ભટકશે અને દેવદ્રવ્યના વિનાશ રૂપ પાપથી ઘણીવાર સાતે નરકમાં જશે." આ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળીને પછી વિદ્યુત્પ્રભાએ ગુરૂને પૂછ્યું કે-"હે ભગવન્? કયા કર્મથી મેં હેમાર્જુન વિદ્યાધરના હાથથી નિરંતર છ માસ સુધી પાંચસો ફટકાની વેદના ભોગવી?" ત્યારે ગુરૂએ કહ્યું કે-"હે ભદ્રે? તું પૂર્વ ભવમાં સુવર્ણરૂચિની સ્ત્રી રત્નવતી હતી. તે અવસરે તારો પુત્ર અનર્થચૂડ મહા પાપી અને દેવાદિ દ્રવ્યનો ભક્ષણ કરનાર હતો. સુવર્ણરૂચિ તે પુત્રને અતિ તાડન-ભર્ત્સન કરતો હતો. અને તું પુત્રના મોહથી ઉપેક્ષા કરતી હતી. છેવટ સુવર્ણરૂચિ ખેદ પામીને દીક્ષા લેવા તૈયાર થયો. ત્યારે તેણે બીજા શ્રાવકોને કહ્યું હતું કે-આ મારા પુત્રને દેવાદિ દ્રવ્યમાં સર્વથા અધિકારી ન કરવો. કેમકે તે અયોગ્ય છે. તે અવસરે પુત્રના સ્નેહથી મોહિત થયેલી તેં બુદ્ધિના અપરાધના દોષથી ગુપ્ત રીતે શ્રાવકોને કહ્યું હતું

કે-"આ મારા પુત્રને દેવાદિ દ્રવ્યના અધિકારમાં સર્વથા ત્યાગ કરશો નહીં. પણ તેને શિક્ષા આપજો. કેમકે સર્વથા બહાર કરવાથી તે અધર્મ જ પામશે. અને તેની ચિંતામાં રહેશે, તો કોઇક વખત પણ ધર્મ પામશે ઇત્યાદિ કહેવાથી શ્રાવકોએ તેને કાંઇક અધિકાર સોંપ્યો હતો. પરંતુ તેણે ઘણા દેવદ્રવ્યનો નાશ કર્યો. તેથી શ્રાવકોએ ધર્મસ્થાનથી સર્વથા કાઢી મૂકયો. ત્યાંથી નીકળી તે ચોરી કરવા લાગ્યો ચોરી કરતાં તેને એક દિવસ કોટવાલે જોયો. તેથી પકડીને કારાગૃહમાં નાંખ્યો. પછી કાન, નાક, હાથ વિગેરે છેદીને તેને કાઢી મૂકયો. તેની અતિ વેદના ભોગવી મરણ પામી ત્રીજી નરકમાં ગયો. ત્યાંથી નીકળી શ્રીપુરને વિષે શ્રેષ્ઠીનો પુત્ર થયો. ત્યાં પણ હજાર વર્ષ સુધી નિરંતર સોળ રોગની પીડા ભોગવીને બીજી નરકે ગયો. ત્યાંથી નીકળી મત્સ્યનો ભવ પામી પહેલી નરકે ગયો. ત્યાંથી મનુષ્ય ભવ પામી બાળ તપ ( અજ્ઞાનતપ ) કરીને ગગનગતિ નામનો વિદ્યાધર થયો. તેની કથા પ્રથમ કહી છે. છેવટ હાલમાં તે રાક્ષસ થયો છે. જેણે સુરસિંહ કુમારને આ લીલાવતી આપી છે. હજુ પણ તે અનંત સંસાર ભ્રમણ કરશે દરેક નરકમાં સાત સાતવાર જશે. તે અનર્થચૂડની મા રત્નવતીએ સુવર્ણરૂચિ સાથે ચારિત્ર ગ્રહણ કર્યું. અને બુદ્ધિના અપરાધરૂપ દોષના વશથી દેવદ્રવ્યની ઉપેક્ષાએ કરીને પાપ ઉપાર્જન કર્યું હતું. તો પણ ચારિત્ર પાળવા લાગી. એક વખત ગુરૂના મુખથી તેણીએ "દેવાદિ દ્રવ્યની ઉપેક્ષા કરનારને દુરન્ત પાપનો વિપાક થાય છે." એમ સાંભળીને ભયભીત થયેલી તેણે ગુરૂ મહારાજ પાસે સમ્યક્ અધ્યવસાયથી આલોચના લઇને સો વાર છ માસી તપ કર્યું. વળી આલોયણ એટલે પ્રથમ ગુરૂપાસે પાપ પ્ર-

કાશ કર્યું. પછી પોતાના આત્માની સાક્ષિએ તે પાપની નિંદા કરી, અને પછી સર્વ સભા સમક્ષ તે પાપને ગર્હિત એટલે નિભંછન કર્યું. ત્યાંથી તે કાળે મરીને પાંચમા દેવ લોકમાં ગઇ. ત્યાંથી ચવીને તું વિદ્યુત્પ્રભા થઇ છે. તે પૂર્વનું કર્મ કાંઇક બાકી રહેવાથી આ ભવમાં પણ છ માસ સુધી વિદ્યાધરના ફટકાનો માર સહન કર્યો છે."

ત્યાર પછી ચંદ્રશિખા રાણીએ ગુરૂને પૂછયું કે-"હે ભગવન્? મને પુત્ર વિયોગનું દુઃખ કેમ થયું?" ગુરૂ બોલ્યા-"હે ભદ્રે? તેં રત્નાવહુસાર્થવાહના ભવને વિષે સામર્થ્ય છતાં પણ દેવદ્રવ્યને નહીં આપનારા ધનનંદીની ભયને લીધે ઉપેક્ષા કરી હતી અને "આપણે તેની સાથે વૈર શા માટે કરવું? જે કરશે તે ભોગવશે." એમ વિચારીને ધનનંદીને કાંઇ પણ કહ્યું નહીં. ત્યાંથી મરણ પામીને તે શ્રાવક ધર્મના પ્રભાવથી પ્રથમ દેવલોકમાં ગયો. ત્યાંથી ઘણા તિર્યંચના ભવોમાં ભટકીને દરિદ્રી મનુષ્ય ભવમાં ઉત્પન્ન થયો. સર્વ સ્થાને શસ્ત્રાદિકની મહા ઉગ્ર પીડા ભોગવી હતી. પછી પહેલી નરકે ગયો. ત્યાંથી નીકળીને મંગળપુરને વિષે રથચૂડ નામે રાજા થયો. તે અવસરે રત્નવતીનો જીવ પાંચમા દેવલોકને વિષે હતો. તે દેવે કોઇ કેવળીને પુછયું કે-"હે ભગવન્! મારો પિતા રત્નાવહુ સાર્થવાહ કયાં છે?" તેને કેવળીએ ઉત્તર આપ્યો કે-"હાલમાં રથચૂડ નામે રાજા થયો છે તે અતિ મિથ્યાત્વી છે. અને ગલત્કુષ્ટાદિના રોગોથી અતિ પીડા પામે છે." ફરીથી રત્નવતી દેવે કેવળીને પૂછયું કે-"કયા કર્મથી આવી પીડા પ્રાપ્ત થઇ છે?" કેવળીએ કહ્યું કે-"દેવદ્રવ્યની ઉપેક્ષાના પાપથી તેવી પીડા થઇ છે." ત્યાર પછી તે રત્નવતી દેવે

ત્યાં જઇને રથચૂડ રાજાને પ્રતિબોધ કર્યો. એટલે તેને જાતિ સ્મરણ થયું. પછી રથચૂડ રાજાએ સર્વ સંગનો ત્યાગ કરીને પાપની આલોચના કરીને અને હજાર વર્ષ સુધી ચારિત્ર પાળીને દેવતા થયો ત્યાંથી ચવીને તું ચંદ્રશિખા થઇ છે તેમાંનું કાંઇક કર્મ બાકી રહેવાથી પુત્રના વિયોગનું દુઃખ પામી છે.”

આ પ્રમાણે ગુરૂના મુખથી સર્વ જાણીને અમરસેન રાજાએ વૈરાગ્યથી સુરસિંહ કુમારને રાજ્ય આપીને ચંદ્ર-શિખા રાણી સહિત દીક્ષા ગ્રહણ કરી. પછી સુરસિંહ સ-મસ્ત દક્ષિણ ભરતાર્ધનો રાજા થયો. તેને રત્નવતી, લીલા-વતી, વિદ્યુત્પ્રભા વિગેરે ચાર હજાર રાણીઓ હતી, સાત હજાર મુકુટબદ્ધ રાજાઓ તથા સોળ હજાર બીજા રાજાઓ તેની આજ્ઞામાં વર્તતા હતા, પચાસ વિદ્યાધર રાજાઓ તેને આધીન રહેતા હતા તથા અડતાલીશ કરોડ પાયદળ, તે-ટલાજ ગામ, સોળ હજાર રાજ્યધાની, છત્રીશ હજાર પ-ટ્ટણ (ગામ વિશેષ) બેંતાલીશ લાખ હાથી ઘોડા અને રથનો તે સ્વામી હતો. આવા પ્રકારની પુણ્ય સમૃદ્ધિનો સીત્તેર હજાર વર્ષ સુધી ઉપભોગ લઇ છેવટ પોતાના પુત્ર રત્નધ્વજને રાજ્ય સોંપી પોતાની સર્વ સ્ત્રીઓ સહિત પ્રવ્રજ્યા ગ્રહણ કરીને પ્રથમ ગ્રૈવેયકને વિષે દેવતા થયો ત્યાંથી ચવીને મહાવિદેહ ક્ષેત્રને વિષે આવેલા મંગળાવતી વિજયની સુમંગળા પુરીમાં મંગળ નામના રાજાની જયમંગળા રાણીની કુક્ષિમાં ચૌદ સ્વપ્નથી સૂચિત રત્નજંઘ નામે પુત્ર થશે તે અનુક્રમે છ ખંડ સાધીને તથા નવ નિધાન પ્રાપ્ત કરીને ચક્રવર્તી થશે. ત્યાં ઘણા

કાળ સુધી રાજ્ય કરીને દીક્ષા ગ્રહણ કરશે. ત્યાં તીર્થંકર નામ ગોત્ર ઉપાર્જન કરીને સર્વાર્થ સિદ્ધ વિમાનમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યવાળો દેવતા થશે. ત્યાંથી ચવીને પુષ્કરવરદ્વીપને વિષે પુષ્કલાવતી નામના વિજયમાં સુવર્ણનંદન નગરના ચંપકચૂડ રાજાની ત્રિજગત્તિલક નામની રાણીની કુક્ષિમાં ચૌદ સ્વપ્નથી સૂચિત ભુવન-ભૂષણ નામે તીર્થંકર પુત્ર થશે, તે ત્રેસઠ લાખ પૂર્વ વર્ષ સુધી રાજ્ય કરીને, પછી સાંવત્સરિક દાન આપીને, દીક્ષા ગ્રહણ કરીને, કેવળ જ્ઞાન પ્રાપ્ત કરીને તથા તીર્થ પ્રવર્તા-વીને મોક્ષ સુખ પામશે.

॥ इति सुवर्णरुचि कथा समाप्ता ॥

॥ अथ वरुणदेवकथा ॥

आयाणं जो भंजइ पडिवन्नधणं न देइ देवस्स । नस्संतं समुवेक्खइ सोवि हु परिभमइ संसारे ॥ १ ॥

चेइअदव्वं साहारणं च जो दुहइ मो-

हिअमइत्त । धम्मोवएसो न जाणइ अ-
हवा बद्धाउत्त नरए ॥ १ ॥

ભાવાર્થ:—જે માણસ દેવદાય ભાંગે છે. જે પિતાદિક પછવાડે અથવા પોતેજ પોતાના પુણ્ય નિમિત્તે અંગીકાર કરેલું દેવદ્રવ્ય આપતો નથી, તથા નાશ પામતા દેવદ્રવ્યની જે ઉપેક્ષા કરે છે, તે માણસ સંસારમાં ઘણું ભ્રમણ કરે છે (૧) જે મૂઢ મતિવાળો મનુષ્ય ચૈત્ય દ્રવ્ય તથા સાધારણ દ્રવ્યનો નાશ કરે છે. તે ધર્મોપદેશ જાણતો નથી, અથવા તેણે નરકનું આયુષ્ય બાંધ્યું છે એમ જાણવું. તે વિષે દૃષ્ટાંત નીચે પ્રમાણે.

મણિમંદિર નામના પુરને વિષે સમૃદ્ધિવંત અને કીર્તિની ઇચ્છાવાળો એક વરૂણદેવ નામે દુષ્ટ ચિત્તવાળો કૃપણ શ્રેષ્ઠી રહેતો હતો. તેને રતિતિલકા નામની શ્રાદ્ધ ધર્મ સંપન્ન સૌભાગ્યવતી ભાર્યા હતી. તે નગરમાં જિનેશ્વરના સ્નાત્રાદિક મહોત્સવો વારંવાર થતા. તે સમયે સર્વ શ્રાવકો મળીને દેવપૂજા માટે, ચૈત્ય માટે, જ્ઞાન માટે, તથા સાત ક્ષેત્રના વ્યય માટે વિગેરે કાર્યો માટે ટીપ કરીને દ્રવ્ય એકઠું કરતા હતા. વરૂણદેવ પણ "હું સર્વમાં મુખ્ય છું" એમ પોતાના મનમાં માનીને શુભ પરિણામ રહિત છતાં પણ જિનાલયમાં જતો, સાધુઓને વાંદતો, પ્રાયે નિરંતર ધર્મોપદેશ સાંભળતો, સ્નાત્રાદિક મહોત્સવો કરાવતો, અને સંઘના સર્વ કાર્યોમાં ભાગ લેતો હતો. એક સમયે દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય અને સાધારણ દ્રવ્યની ટીપ થતી હતી. તે વખતે વરૂણદેવે વિચાર્યું કે-" આ ટીપમાં મારે પ્રથમ લખા-

વવું જોઇએ " એમ ધારીને પોતે પોતાનું નામ પ્રથમ લખાવ્યું. પરંતુ તે દ્રવ્ય આપતી વખતે બીજા શ્રાવકોએ બહુ વખત માગ્યું. તો પણ તે કૃપણપણાથી આપતો નહોતો. કદાચ આપે તો પણ સંપૂર્ણ આપે નહીં. તેથી બીજાઓ વધારે વધારે ઉઘરાણી કરે ત્યારે તેમને મર્મ વચન બોલી ગાળો પણ આપવા લાગ્યો એક દિવસ તેની સ્ત્રીએ તેને કહ્યું કે-" હે સ્વામી? અંગીકાર કરેલું દેવદ્રવ્ય કેમ આપતા નથી." તે બોલ્યો કે-" હે પ્રિયે? અતિ કષ્ટથી ઉપાર્જન કરેલુ દ્રવ્ય કેમ આપી શકાય ?" રતિતિલકા બોલી-" જ્યારે એમ હતું, તો પ્રથમથી આપવા માટે અંગીકાર કરવું નહીં. એજ શ્રેષ્ઠ છે પરંતુ અંગીકાર કરીને પછીથી આપવું નહીં, એ સત્પુરૂષને ઉચિત નથી કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે-

**लज्जोवरोहउ वा पडिवज्जेउ न देइ देवधणं। जो सो तिरियनरएसु दुक्खलक्खाइं पावेइ ॥ १ ॥**

ભાવાર્થઃ—લજ્જાથી કે કોઇના આગ્રહથી અંગીકાર કરેલું દેવદ્રવ્ય જે માણસ આપતો નથી, તે તિર્યંચ તથા નરકને વિષે લાખો દુઃખ પામે છે.

આ પ્રમાણે સાંભળીને વરૂણદેવ બોલ્યો કે-" હે પ્રિયે ? મેં દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય કે સાધારણ દ્રવ્ય કાંઇ પણ ગ્રહણ કર્યું નથી. તેમ ખાધું પણ નથી. પરંતુ અગ્રેસર થઇને પ્રથમ નામ ભરાવવાથી તથા બીજાઓને પ્રેરણા કરવાથી ઉલટી દેવાદિદ્રવ્યની વૃદ્ધિ કરી છે. વળી ધર્મ કાર્યમાં કાંઇ પણ જોરાવરી હોતી નથી. કેમકે જેટલો ભાર

વહન કરી શકાય, તેટલાજ ભારનું ભાડું મળે છે. તેવી જ રીતે મેં જેટલું દ્રવ્ય આપ્યું, તેટલું જ મને પુણ્ય મળો વળી જીર્ણોદ્ધાર, સ્નાત્રઉત્સવ વિગેરે ધર્મ કાર્યો મેં ઘણાં કર્યા છે, કરૂં છું, અને કરીશ પણ ખરો તેથી દેવદ્રવ્યનું પાપ દૂર થશે. તેવા પાપની શી બીક રાખવી ? ” તે સાંભળી રતિતિલકા બોલી કે–“ હે પ્રિયતમ ? માસખમણ, પક્ષખમણ, તીર્થ યાત્રા, ચૈત્ય નિર્માણ, મહાદાન, અને શીલાદિક અનેક પુણ્ય કર્મ કર્યાં હોય, પણ દેવદ્રવ્યની એક દ્રંટનો હજારમો ભાગ આપવો રહી ગયો હોય, તો કાજળથી ચિત્રની જેમ તે સર્વ કરેલાં પુણ્ય કર્મ નિષ્ફળ છે. ” ત્યારે તે બોલ્યો કે, “ હે પ્રિયે ! જો તું દેવદ્રવ્ય નહિ આપવાથી આટલો ભય બતાવે છે તો તુંજ તારા અલંકારો વેચીને તે દ્રવ્ય કેમ આપતી નથી ? તું પણ ઘરની સ્વામિની છે. ” રતિતિલકા બોલી કે–“ હે પ્રાણ-નાથ ? તે દ્રવ્ય હું આપીશ. પરંતુ તમે દેવામાંથી શી રીતે છૂટશો ? બીજાએ કરેલું કર્મ ફળ બીજાને મળી શકતું નથી. ” ઇત્યાદિ ઘણે પ્રકારે તેને સમજાવ્યો તો પણ તેણે સંપૂર્ણ દેવદ્રવ્ય આપ્યું નહીં. તેથી રતિતિલકાએ પોતાના આભરણ વેચીને પોતાના સ્વામીનું બાકી રહેલું સર્વ દેવું આપ્યું ત્યાર પછી કાળે કરીને વરૂણદેવ દેવદ્રવ્યના દેવાદાર રહેવાથી મરીને પહેલી નરકે ગયો. ત્યાંથી નીકળીને તિર્યંચ ગતિમાં ગયો. એમ નરક તથા તિર્યંચમાં સાત સાત વાર જઇને અસંખ્યાતા ભવ સુધી સંસારમાં ભટકયો. દરેક સ્થાને ક્ષુધા, તૃષા, શસ્ત્ર, અગ્નિ, અને જળાદિકના મહા વ્યથા ભોગવીને મરણ પામતો હતો. ત્યાર પછી કાંઇક પાપ ઓછું થવાથી પુષ્કરવરદ્વી-પમાં જિનેશ્વર નામના પુરના રાજા નરપાળનો સિંહકેતુ

નામે પુત્ર થયો. તે પુત્ર યુવાવસ્થા પામતાં જ જ્વર, ભગંદર, જળોદર વિગેરે મહા વ્યાધિઓથી પીડાવા લાગ્યો તેવી નરકથી પણ અધિક વેદના તેને સાઠ હજાર વર્ષ સુધી રહી. પછી રોગ રહિત થયો. અનુક્રમે તે રાજા થયો. ત્યાંથી મરીને નરક અને સંસાર એ બેમાં ઘણા ભવ ભટકયો. ત્યાં પણ દરેક ભવે શસ્ત્રાદિકની પીડા પામી છેવટ સુવર્ણપુરમાં નરચૂડ મંત્રીની સૌભાગ્યસુંદરી નામની ભાર્યાની કુક્ષિમાં પુત્રીરૂપે ઉત્પન્ન થયો. તે મહાવેદનાઓ સહન કરતો બાર વર્ષ સુધી ગર્ભમાં જ રહ્યો. ત્યાર પછી મહા કષ્ટે જન્મ પામ્યો, તે પુત્રીનું નામ તારૂણ્યતિલકા રાખ્યું હતું. તે પુત્રી યુવાવસ્થા પામતાં તેજ ગામમાં મનોનંદન મંત્રીના પુત્ર મદનાવહ સાથે પરણાવી પણ મદનાવહને તેણીની સાથે પ્રીતિ બંધાઇ નહીં. પછી કેટલેક કાળે મદનાવહ તે સ્ત્રીનો ત્યાગ કરીને ત્યાંથી નાસી ગયો. તારૂણ્ય તિલકાએ તેની ઘણી સોધ કરી, પણ પત્તો લાગ્યો નહીં. એટલે તે તેના પિતાને ઘેર દુ:ખી અવસ્થામાં રહી. એક દિવસ ત્યાં શ્રી તીર્થંકર મહારાજ સમવસર્યા તેને વાંદવા માટે તારૂણ્યતિલકા પોતાની માતા સાથે ગઇ ત્યાં ધર્મ દેશના સાંભળીને પછી સૌભાગ્ય સુંદરીએ પૂછયું " હે ભગવન્ ? આ મારી પુત્રીએ અન્ય જન્મને વિષે શું પાપ કર્યું છે ? કે જેથી આ પ્રમાણે દુ:ખ પામે છે ?" ભગવાન્ બોલ્યા કે–" આ દુ:ખ તો કાંઇ પણ નથી પરંતુ પૂર્વ ભવમાં દેવદ્રવ્યનું દેવું નહીં આપવાના પાપથી ઘણા ભવોમાં અસહ્ય દુઃખો સહન કર્યા છે. તેનો સંપૂર્ણ હેવાલ કહેવાને સર્વજ્ઞ પણ પાર ન પામે" એમ કહીને ભગવાને વરૂણ દેવના ભવથી માંડીને સર્વ વૃત્તાંત કહીને

પછી કહ્યું કે–" વરૂણદેવની ભાર્યાએ પોતાના પતિનું દેવું આભરણ વેચીને આપ્યું તે પુણ્યથી દેવલોકમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી મનુષ્ય ભવમાં એવી રીતે દેવલોક તથા મનુષ્યભવમાં સત્તર વાર ઉત્પન્ન થઈને અતિ સુખ પામી. છેવટ આ ભવે તું સૌભાગ્યસુંદરી થઇ છે અને વરૂણદેવનો જીવ તારી પુત્રી રૂપે થયો છે " તે સાંભળીને સૌભાગ્ય દેવીને જાતિસ્મરણ જ્ઞાન થયું તેથી તીર્થંકર પ્રત્યે બોલ્યાં કે–" હે ભગવન્? આપનું કહેવું સત્ય છે મને જાતિ સ્મરણ થયું છે, તેથી મને પૂર્ણશ્રદ્ધા થઇ છે પરંતુ આ મારી પાપી પુત્રી તીર્થંકરના વચનપર પણ શ્રદ્ધા રાખતી નથી, તેથી તેને જાતિસ્મરણ થયું નહીં પરંતુ હે ભગવન્? આ મારી પુત્રી ક્યારે મોક્ષ પામશે?" ભગવાન બોલ્યા કે–" અહીંથી ભર્તાના વિયોગે કરીને દુઃખી અવસ્થાએ જ મરણ પામીને તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થશે. ત્યાર પછી અસંખ્ય સાગરોપમ કોટા કોટી પ્રમાણ કાળ ગયા પછી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્યપણું પામીને જિન ધર્મ અંગીકાર કરશે. ત્યાંથી દેવલોકમાં જઈને મનુષ્યભવ પામશે. ત્યાં કેવળી થઇને સભામાં પોતાનાં વરૂણદેવથી આરંભીને સર્વ ભવો કહીને ઘણા લોકોને પ્રતિબોધ પમાડીને સિદ્ધિ પદ પામશે."

આ પ્રમાણે ભગવાનના મુખથી સાંભળીને સૌભાગ્ય સુંદરી દીક્ષા ગ્રહણ કરી શિવ સુખ પામી. માટે હે ભવ્ય પ્રાણીઓ? દેવાદિ દ્રવ્ય ન આપવાથી કેવાં દુઃખ અને આપવાથી કેવાં સુખ પ્રાપ્ત થાય છે? તે જાણીને ધર્મ કાર્યમાં પ્રમાદ રહિત થઇ દેવાદિ દ્રવ્યની વૃદ્ધિ કરવી.

તથાસ્તુ.

॥ इति वरुण देव कथा समाप्ता ॥

---

सोभाग्या रोग्य भाग्योत्तममहिममति ख्याति कान्ति प्रतिष्ठातेजःशौर्योष्मसंपद्वि नयनययशःसंततिप्रीतिमुख्याः । भावा यस्य प्रभावात्प्रतिपदमुदयं यांति सर्वे स्वभावाच्छ्रीजीरापल्लिराजः स भवतु भगवान् पार्श्वदेवो मुदे वः ॥ १ ॥

ભાવાર્થઃ—સૌભાગ્ય, આરોગ્યતા, ભાગ્ય, ઉત્તમ મહિમા, બુદ્ધિ, પ્રખ્યાતિ, કાંતિ, પ્રતિષ્ઠા, તેજ, શૌર્ય, અધિક સંપત્તિ, વિનય, નીતિ, કીર્તિ સમૂહ તથા પ્રિતિ વિગેરે સર્વ ભાવો સ્વભાવથીજ જેના પ્રભાવવડે પ્રતિક્ષણે ઉદય પામે છે, તે જીરાપલ્લીના સ્વામી શ્રી પાર્શ્વનાથ ભગવાન તમોને હર્ષ આપનાર થાઓ.

श्रीवीरजिनमानम्य सम्यङ्नाभाकभूपतेः । देवद्रव्याधिकारेऽदश्चरितं कीर्तयिष्यते ॥ २ ॥

ભાવાર્થઃ—શ્રી મહાવીર સ્વામીને નમસ્કાર કરીને

ગ્રંથ કર્તા દેવદ્રવ્યના અધિકાર ઉપર નાભાક રાજાનું સત ચરિત્ર કહે છે.

શ્રી નાભાક રાજાની કથા શ્રવણ કરવાથી તે જાંગુલી મંત્રની જેમ વિવેકી પુરૂષોના લોભ રૂપી વિષનો નાશ કરે છે. શ્રી નાભાક રાજાનું પવિત્ર ચરિત્ર પાન કરીને જેનું ચિત્ત પ્રસન્ન થયું છે, એવો પુરૂષ નિરંતર સંતોષથી તુષ્ટ થઇને સર્વ સંપત્તિ પામે છે. પૂર્વના આચાર્યે કહેલું, અને પુણ્યાર્થી પુરૂષોને પ્રિય લાગે, તેવું આ નાભાક રાજાનું પવિત્ર ચરિત્ર વાંચી કોના ચિત્તમાં આશ્ચર્ય ન થાય ?

આ જંબુદ્વીપના ભરત ક્ષેત્રમાં શ્રી પાર્શ્વનાથ સ્વામી તથા શ્રી નેમિનાથ સ્વામીના મધ્ય કાળને વિષે અનેક [1]શ્રીપતિ, [2]બ્રહ્મા, [3]જિષ્ણુ, તથા [4]શ્રીદથી સુશોભિત અને સ્વર્ગની નગરીને જીતનારૂં ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર હતું. માત્ર એકજ નાગેંદ્રના મસ્તકપર રહેલા રત્નથી શોભા ધારણ કરનારી ભોગાવતી નામની નાગ કુમારની નગરી આ નગરમાં સર્વ અંગે ધારણ કરેલા રત્નાભરણથી ભૂષિત થયેલા સેંકડો [5]ભોગી રાજવડે તિરસ્કાર પામીને રસાતલમાં ગઇ. તે યુક્ત જ હતું. તે નગરમાં સ્વરૂપવડે ઇંદ્રના જેવો પાપ અને તાપ રહિત શ્રીમાન્ નાભાક

---

૧ વિષ્ણુ, બીજા પક્ષમાં લક્ષ્મીવંત પુરૂષો. ૨ બીજા પક્ષમાં બ્રહ્મચર્યવાળા પુરૂષો. ૩ ઈંદ્ર, બીજા પક્ષમાં વિજય પામનાર પુરૂષો. ૪ કુબેર, બીજા પક્ષમાં દાન કરનાર પુરૂષો. ૫ સર્પનો ઇંદ્ર બીજા પક્ષમાં ભોગ વિલાસ કરનાર પુરૂષો.

નામે રાજા રાજ્ય કરતો હતો. પ્રથમ કામદેવ પોતાની રતિ અને પ્રીતિ નામની બે સ્ત્રીઓ સાથે ક્રિડા કરવાથી અનંગ ( અંગ રહિત ) થયો હતો. પરંતુ નાભાક રાજા તો હજારો સ્ત્રીઓ સાથે ક્રીડા કરીને પણ સર્વ અંગની સુંદરતા પામ્યો હતો. તે રાજા એક દિવસ સભામાં આનંદિત ચિત્તે બેઠો હતો. તે વખતે કોઇ એક શ્રેષ્ઠીએ આવીને રાજા પાસે ભેટ મુકી તેને નમસ્કાર કર્યો. તેને જોઇને "તમે કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? ક્યાં જવા નીકળ્યા છો ?" એ પ્રમાણે રાજાએ તેને પૂછયું, ત્યારે શ્રેષ્ઠી બોલ્યો કે-"હે રાજા ? સાંભળો. હું ધનાઢય નામનો શ્રેષ્ઠી વસંતપુરમાં નિવાસ કરૂંછું અને શત્રુંજયની યાત્રા કરવા નીકળ્યો છું. તેથી આ નગર રસ્તામાં આવવાથી અત્રે આવ્યોછું." તે સાંભળીને રાજાએ પૂછયું કે-"શત્રુંજય શું છે ? અને તેની યાત્રા કરવાથી શું ફળ થાય ?" તે સાંભળીને મોટા ભાગ્યથી મળી શકે એવા સભામાં બેઠેલા પૌરાણિકો બોલ્યા કે-"હે રાજન ? પૂર્વે આ ભરત ક્ષેત્રમાં શ્રીનાભિ નામે એક ઇક્ષ્વાકુ વંશી કુલકર થયા હતા. તેને મરૂદેવી નામે સત્ પત્ની હતી. તેની કુક્ષિમાં શ્રીઋષભદેવ તીર્થંકરનો જન્મ થયો હતો. તે વખતે કાળના પ્રભાવથી લોકો અસંખ્ય વર્ષથી ધર્મ તથા કર્મમાં અજ્ઞાન હતા. તેથી તેમણે આ દુનિયામાં ઉતરીને તે બન્ને માર્ગ પ્રકાશ કરીને અજ્ઞાનતા દૂર કરી. પ્રથમ ઋષભદેવે લગ્ન કર્યા. તેને સો પુત્રો ઉત્પન્ન થયા. ઘણા કાળ સુધી રાજ્ય ઉપર રહીને પ્રજાને નીતિ માર્ગનો બોધ કર્યો અને છેવટ ઉગ્ર તપ કરીને કેવળ જ્ઞાન પામ્યા. ત્યાર પછી દશ પ્રકારે ધર્મનો ઉપદેશ કરીને ભરતખંડના ભવ્ય જીવોને

બોધ પમાડીને તે એકદા સૌરાષ્ટ્ર દેશના અલંકારરૂપ શત્રુંજયગિરિ ઉપર ગયા. ત્યાં એક રાયણના વૃક્ષ નીચે આશ્રય કર્યો. પછી ભગવાને શ્રી પુંડરીક નામના મુખ્ય ગણધરની સન્મુખ જોઈને કહ્યું કે–" આ મહાતીર્થ અનાદિ અનંત કાળનું છે. અને કાળના પ્રભાવથી સંકોચ તથા વિકાસ પામે છે. હાલમાં આ ગિરિ મૂળમાં પચાસ યોજન વિસ્તારવાળો છે, અને ઉપર દશ યોજન વિસ્તારવાળો છે, તથા આઠ યોજન ઉંચો છે. તે છેવટ સાત હાથનો થઇને ફરીથી તેજ પ્રમાણ વૃદ્ધિ પામશે. આ ગિરિના " શત્રુંજય, " " વિમલાદ્રિ, " અને " સિદ્ધક્ષેત્ર" એ ત્રણ શાશ્વતા નામ છે, અને હવે પછીથી તમારી સિદ્ધિ અહીં થવાથી તેનું " પુંડરીક " એવું ચોથું નામ થશે. આ શત્રુંજય ગિરિનું સેવન કરવાથી પાપી પ્રાણીઓ પણ પાપથી મુક્ત થાય છે. " પૃથ્વીના પ્રભાવથી માટી પણ સર્વથી ઉત્તમ રત્નપણાને પામે છે જ " જે ભવ્ય જીવો કોઇ પણ વખત આ મહાતીર્થને શુદ્ધભાવે દૃષ્ટિ પથ કરે છે, ( જુવે છે ) તેઓને નરક તિર્યંચ ગતિ તો કયાંથી હોય ? પરંતુ મનુષ્ય તથા દેવગતિમાં પણ તેમનો જન્મ થતો નથી. અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે. " આ પ્રમાણે શ્રી આદીશ્વરના મુખથી તે મહાતીર્થનું ફળ સાંભળીને શ્રી પુંડરીક આદિ સર્વ ગણધરો તે મહાતીર્થનું સેવન કરીને સમય આવતાં સિદ્ધિપદ પામ્યા. શ્રી ઋષભદેવ મોક્ષ પામ્યા પછી તેના પુત્ર ભરત ચક્રવર્તીએ તે શત્રુંજયગિરિ ઉપર સુવર્ણનો પ્રાસાદ કરાવીને તેમાં ભગવાનની રત્નમય પ્રતિમા સ્થાપન કરી. જે પ્રાણી આ ગિરિનું નામ પોતાના

હૃદયમાં શુદ્ધભાવે વહન કરે છે. તે કોઇ પણ વખત કલેશનો એક લેશ પણ સહન કરતો નથી, અને જે પ્રાણી આતીર્થના માર્ગ ઉપર હર્ષથી ચાલે છે, તે કદાપિ સંસારમાં પડતો નથી. આ તીર્થ સમાન બીજું કોઈ તીર્થ શ્રેષ્ઠ નથી, આના સમાન બીજું કોઇ અધિક વંદ્ય નથી, તેનાથી બીજું કોઇ અધિક પૂજ્ય નથી, અને તેના કરતાં કોઇ પણ અધિક ધ્યાન કરવા લાયક નથી. આ તીર્થ વિષે અન્ય ગ્રંથોમાં પણ કહ્યું છે કે—

[1]पंचाशदादौ किल मूलभूमेर्दशोर्ध्वभूमेरपि विस्तरोऽस्य । उच्चत्वमष्टैव तु योजनानि मानं वदंतीह जिनेश्वराद्रेः ॥ १ ॥

ભાવાર્થઃ—શત્રુંજય ગિરિનું માન પ્રથમ મૂળ ભૂમિમાં પચાસ યોજન વિસ્તારવાળું. ઉપરની ભૂમિમાં દશ યોજન વિસ્તારવાળું, અને આઠ યોજન ઉંચું કહેલું છે.

[2]दृष्टवा शत्रुंजयं तीर्थं स्पृष्टवा रैवतकाचलम् । स्नात्वा गजपदे कुंडे पुनर्जन्म न विद्यते ॥ २ ॥

ભાવાર્થઃ—શત્રુંજય તીર્થનું દર્શન કરવાથી, રૈવતક (ગિરનાર) પર્વતનો સ્પર્શ કરવાથી અને ગજપદ કુંડમાં સ્નાન કરવાથી ફરી જન્મ થતો નથી.

---

૧ ભાગવત ૨ નાગપુરાણ.

[1]अष्टषष्टिषु तीर्थेषु यात्रया यत्फलं भ-
वेत् । श्रीशत्रुंजयतीर्थेश दर्शनादपि त-
त्फलम् ॥ ३ ॥

ભાવાર્થઃ—અડસઠ તીર્થોમાં યાત્રા કરવાથી જે ફળ થાય છે, તેટલું ફળ માત્ર શત્રુંજય તીર્થના દર્શનથી જ થાયછે

માટે હે પૃથ્વીપતિ ? ભરતખંડની ભૂમિ તથા સર્વોત્તમ મનુષ્ય ભવ પામીને વિવેકી પુરૂષોએ યુગાદિ દેવની મહા યાત્રા કરીને લક્ષ્મીનું ઉપર કહ્યા પ્રમાણે ફળ મેળવવું જોઇએ." આ પ્રમાણે પૌરાણિકના મુખથી તીર્થનું અદ્ભુત માહાત્મ્ય સાંભળીને રાજાએ તે શ્રેષ્ઠીને રજા આપીને પોતાને જવા માટે મુહૂર્ત નક્કી કર્યું. પરંતુ મુહૂર્તનો દિવસ નજીક આવતાં રાજાને બ્રહ્મરંધ્રની વ્યથા થવાથી મુકરર કરેલું મુહૂર્ત વ્યતીત થયું, તેથી રાજાએ પશ્ચાત્તાપ કરી બીજું મુહૂર્ત લીધું. તે પણ પોતાના મોટા કુમારને કાંઈ અકસ્માત્ વ્યાધિ થવાથી વ્યતીત થયું. એટલે ત્રીજું મુહૂર્ત લીધું. તે પણ પોતાની પટ્ટરાણીને વ્યાધિ થવાથી જતું રહ્યું, એટલે ચોથું મુહૂર્ત લીધું. પરંતુ પોતાના સૈન્યની શંકા વડે તે ચોથું મુહૂર્ત પણ જતું રહ્યું, ત્યારે રાજાએ "અહો ? મારો આત્મા કેવો પાપી છે." એમ પોતાની નિંદા કરીને પાંચમું મુહૂર્ત લીધું. પણ શત્રુના સૈન્યના ભયથી જતું રહ્યું. આ પ્રમાણે યાત્રાને માટે નક્કી કરેલાં પાંચ મુહૂર્તો વ્યતીત થયા, ત્યારે ' રાજા "આમ થવાનું કારણ

---

૧ તીર્થમાલાસ્તવ.

હું શી રીતે જાણું ? ” એમ વિચારી ચિંતાતુર થયો. તેટલામાં “યુગંધર સૂરિ ઉદ્યાનમાં પધાર્યા છે, ” એવા સમાચાર વનપાળે આવીને રાજાને વિનંતિ પૂર્વક કહ્યા. તે સાંભળી રાજા વનપાળને ઇનામ આપીને વનમાં ગયો. ત્યાં ગુરૂને ચાર જ્ઞાનના ધારણ કરનારા જાણી ભક્તિ પૂર્વક પ્રણામ કરીને તેણે પોતાની યાત્રામાં આવેલા વિઘ્નનું કારણ પૂછયું. એટલે ગુરૂએ મન વડે શ્રી સીમંધર જિનેશ્વરને નમસ્કાર કરીને પૂછયું. જિનેશ્વરે પણ મનથી જ સર્વ ઉત્તર આપ્યો; તે વૃત્તાંત ગુરૂએ મન: પર્યવ જ્ઞાનથી સારી રીતે જાણીને પછી રાજાને કહ્યું કે-“હે રાજન્ ? સુખ દુ:ખનું મુખ્ય કારણ કર્મ જ છે, અને તે કર્મ તમે પૂર્વ જન્મમાં ઉપાર્જન કર્યું છે. તેનું વૃત્તાંત મૂળમાંથી સાંભળો—ગઇ ચોવીશીમાં આજથી ઓગણીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણના કાળની પુર્વે જંબૂદ્વીપના ભરત ક્ષેત્રને વિષે સંપ્રતિ સ્વામી નામના ચરમ તીર્થંકરના સમયમાં સમુદ્રને કાંઠે આવેલી તામલિપ્તી નગરીમાં સમૂદ્ર તથા સિંહ નામના બે ભાઇઓ હતા. તેમાં જેમ બોરડીનો કાંટો એક સરલ અને બીજો વક્ર હોય, તેમ મોટો સમુદ્ર નિર્મળ, પુણ્યશાળી અને સરલ સ્વભાવનો હતો અને નાનો ભાઇ સિંહ તેથી ઉલટો હતો. એકદા પોતાના ઘરમાં થાંભલો નાંખવા માટે તે બન્ને ભાઇઓ પૃથ્વી ખોદતા હતા. તે વખતે પૃથ્વીમાંથી ચોવીશ હજાર સોના મહોરનો નિધિ નીકળ્યો, તથા તેની સાથે એક લેખ નીકળ્યો. તેમાં લખ્યું હતું કે-“ આ દેવદ્રવ્યને નાગગોવિંદે નિધાન કર્યું છે. ” તે વાંચીને મોટો ભાઇ બોલ્યો કે-“ આ દ્રવ્ય

આપણે શત્રુંજય તીર્થમાં જઇને નાગગોષ્ઠિકના નામથી તેના કલ્યાણ અર્થે વાપરીયે." તે સાંભળીને નાનો ભાઇ પોતાની સ્ત્રીની પ્રેરણાથી બોલ્યો કે-"મારી કન્યા વિવાહ કરવા લાયક થઇ ગઇ છે, પરંતુ ધન નહીં હોવાથી આટલા દિવસ સુધી તેનો વિવાહ કર્યો નથી. હવે આ ધન આપણને મળ્યું છે. માટે ઉત્સવ પૂર્વક આ ધન ખરચીને તેનો વિવાહ કરીયે." તે સાંભળીને સમુદ્રે મનમાં વિચાર કર્યો કે-"આ મારો ભાઇ સ્વભાવથી જ દુષ્ટ બુદ્ધિવાળો છે. તેમાં પણ તે તેની સ્ત્રીની પ્રેરણાથી વાયુ વડે અગ્નિની જેમ અધિક દીપ્ત થયો છે. કહ્યું છે કે—

सुवंशजोऽप्यकृत्यानि कुरुते प्रेरितः स्त्रिया । स्नेहलं दाध मथ्नाति पश्य मंथानको न किम् ॥ १ ।

ભાવાર્થ:—સારા વંશમાં ઉત્પન્ન થયેલો પુરૂષ પણ સ્ત્રીની પ્રેરણાવડે અકૃત્યો કરે છે. કેમકે સારા વાંસથી કરેલો મંથન દંડ ( રવૈયો ) શું [1]સ્નેહવાળા દહીંને ( સ્ત્રીની પ્રેરણાથી ) મથન નથી કરતો?

આ મારો ભાઇ જો દેવ દ્રવ્યનો ઉપયોગ કરશે, તો ઘોર ગતિમાં જશે, માટે મારે તેને સુંદર વચનોવડે બોધ કરવો જોઇએ." એમ નિશ્ચય કરીને તેણે કહ્યું કે-"હે ભાઇ? તું દેવદ્રવ્યનો પણ ઉપભોગ કરવા ઇચ્છે છે. તો

---

૧ ઘીવાળા.

તેવા નરકમાં નાંખનાર પાપથી પણ ડરતો નથી ? કેમકે કહ્યું છે કે—.

देवद्रव्येण यत्सौख्यं यत्सौख्यं परदारतः । अनंतानंतदुःखाय तत्सौख्यं जायते ध्रुवम् ॥ १ ॥

ભાવાર્થ:—દેવદ્રવ્યવડે જે સુખ ભોગવ્યું હોય, અને પરસ્ત્રી ભોગથી જે સુખ લીધું હોય તે સુખ અનંત અનંત દુઃખ આપનાર થાય છે વળી કહ્યું છે કે—

चेइय दव्वविणासे रिसिघाए पवयणस्स उड्डाहे । संजइ चउत्थभंगे मूलग्गी बोहिलाभस्स ॥ १ ॥

ભાવાર્થ:—દેવદ્રવ્યનો નાશ કરવો, ઋષિની હત્યા કરવી, શાસનની હીલના કરવી. અને યતિએ ચતુર્થ વ્રતનો ભંગ કરવો. એ બોધિલાભના મૂળમાં અગ્નિ લગાડવા સરખું છે.

કોઇની સેવા કરવી, દાસત્વ કરવું, ભિક્ષા માગવી, અને મૃત્યુ પામવું, એ સારૂં છે, પરંતુ સર્વ દુઃખોનું મૂળ કારણ જે દેવદ્રવ્યનું ભક્ષણ તે સારૂં નથી." આ પ્રમાણે મોટા ભાઇનો ઉપદેશ સાંભળીને સિંહ મૌન રાખીને જ તે વખતે ઉઠી ગયો, પછી એકાંતમાં તેની સ્ત્રીએ તેને કહ્યું.

કે–" અરે ! તમે ભોળા થઇને કેમ છેતરાઓ છો ! અથવા કપોલ કલ્પિત યુક્તિવડે કોણ ન છેતરાય ? પરંતુ ગમે તેમ કરીને સર્વ અથવા અરધું ધન તમે તમારા ભાઇ પાસેથી લ્યો." આ રીતે સ્રીની પ્રેરણાથી સિંહે ધન માટે ત્રણ દિવસ સુધી લાંઘણ કરી. અને "મારે જુદું રહેવું છે." એ પ્રમાણે પોતાના સ્વજનોને કહેવા લાગ્યો. એટલે તે સ્વજનોના બળથી તેણે ઘરનો તથા નિધિનો અર્ધ ભાગ લીધો ત્યાર પછી સમુદ્ર શત્રુંજયની યાત્રા કરવા તૈયાર થયો. અને નાગના પુણ્ય અર્થે અર્ધા નિધિનો વ્યય કરવાનો નિશ્ચય કરી પ્રયાણ કરવાની તૈયારીમાં છે. તેવામાં સિંહે રાજા પાસે જઇને નિવેદન કર્યું કે–" હે રાજન્ ? મારા ભાઇને દ્રવ્યનો નિધિ પ્રાપ્ત થયો છે. તેથી તે યાત્રાના મીષથી તે દ્રવ્ય નિધિ લઇ જાય છે. તેમાં મારો કાંઇ દોષ નથી." તે સાંભળીને રાજાએ સમુદ્રને બોલાવીને તેને એક મુહુર્ત કેદ રાખ્યો. એટલે પોતાને કેદ કરવાનું કારણ જાણીને સમુદ્રે રાજાની પાસે તે અર્ધો દ્રવ્ય નિધિ મૂકયો. અને સર્વ વૃત્તાંત જાહેર કરીને નિધિ તથા તેનો લેખ બતાવ્યો. તે જોઇને "આ સમુદ્ર સત્ય બોલે છે" એમ ધારીને રાજાએ તેને છોડી દીધો અને "આ દેવદ્રવ્ય છે" એમ જાણીને ન્યાય તથા ધર્મને જાણનાર રાજાએ તેને નિધિ પાછો આપ્યો. તથા સમુદ્રનો ઘણો સત્કાર કરીને તેને યાત્રા માટે જવા રજા આપો. તેથી દ્વિગુણ ઉત્સાહ પામેલો સમુદ્ર બીજું મુહૂર્ત લઇને પોતાના કુટુંબ સહિત યાત્રા કરવા નીકળ્યો પ્રયાણ કરતાં કેટલેક દિવસે તે શત્રુંજય તીર્થની નજીક ચાર યોજન દૂર કાંચનપુર નગરમાં આવી પહોંચ્યો ત્યાં નગરની બહાર તળાવને કાંઠે વિશ્રામ કરી જમવા બેઠો. તે સમયે તેજ ગામનો

રાજા પુત્ર રહિત મરણ પામ્યો હતો. તેથી બીજો રાજા કરવા માટે પ્રધાનોએ પંચ દિવ્ય કર્યાં હતાં, તે પાંચે દિવ્યે આવીને હર્ષથી સમુદ્રને તે રાજ્ય આપ્યું. એટલે તે હાથી ઉપર આરૂઢ થયો. મસ્તકપર રહેલા શ્વેત છત્રથી તે શોભતો હતો. તેની બન્ને બાજુએ ચામર વીંઝાતાં હતાં, તેની પાછળ સર્વે નગરના લોકો ચાલતા હતા. અને સર્વે કવિઓ તેની સ્તુતિ કરતા હતા. ચતુરંગી સેનાના ચાલવાથી સમગ્ર માર્ગ ચિત્ર વિચિત્ર જણાતો હતો. રાજ્યના સર્વ વાજિત્રોના ધ્વનિથી આખું બ્રહ્માંડ પૂરાઇ ગયું હતું. આખા નગરમાં સર્વત્ર તોરણ બાંધેલાં હતાં, તથા ઉંચી ધ્વજાઓ બાંધેલી હતી. સ્થાને સ્થાને જોવા લાયક નાટકો થતા હતા. સર્વે માર્ગોમાં સુગંધિ જળ છાંટીને તેના પર મોતીના સાથીયા પૂરેલા સ્પષ્ટ દેખાતા હતા. અને ચિત્ર વિચિત્ર વર્ણના [1]ઉલ્લોચવાળી દુકાનોની શ્રેણીથી નગરની શોભા અધિક દેખાતી હતી. આ પ્રમાણે મોટા ઉત્સવ પૂર્વક સમુદ્રપાળ રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. પછી ત્યાં ત્રણ દિવસમાં રાજ્યના કાર્યો કરીને તે સૈન્ય સહિત મોટી સમૃદ્ધિથી શ્રી શત્રુંજય પર્વત ઉપર ચઢ્યો. ત્યાં આદીશ્વર ભગવંતની સિદ્ધાંતમાં કહેલી સ્નાત્ર આદિક સતર ભેદી પૂજા તેણે મોટા ઉત્સવથી કરી. પછી મહાપૂજા, ધ્વજારોપણ વિગેરે કાર્યોમાં તેણે એવું દાન આપ્યું કે જેથી લજ્જા પામીને મેઘ પણ શ્યામ વર્ણ થઇ ગયો. નાગના નામથી ભગવાનનો અઠ્ઠાઇ મહોત્સવ કરીને તથા પૂજા વિગેરે આગાહિક સત્ કાર્યો કરીને તેણે તે અર્ધા દ્રવ્ય નિધિનો વ્યય કર્યો. પછી સિદ્ધ ક્ષેત્ર ઉપરથી નીચે ઉતરીને રાજા

---

૧ ચંદરવો.

પોતાના નગર તરફ ચાલ્યો. તેવામાં માર્ગમાં વણિકના રાજ્યને નહીં સહન કરનારા કેટલાક દુષ્ટ રાજાઓએ તેને રોકયો. એટલે પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. તેમાં સમુદ્રપાળ રાજાનું સૈન્ય ભગ્ન થયું. તેથી "હવે શું કરવું" એ વિચારથી તે જડ જેવો થઇ ગયો તેટલામાં તો અતિ ગાઢ બંધનથી બંધાએલા તે સર્વ શત્રુ રાજાઓ હાથ જોડીને "અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો," એમ બોલતા સમુદ્રપાળ રાજા પાસે આવી તેના પગમાં આળોટવા લાગ્યા. તે સર્વને રાજાએ પોતાના માણસો પાસે છોડાવીને આશ્ચર્યથી તે શત્રુ રાજાઓને જ પૂછયું કે-"આ શું છે?" ત્યારે તે શત્રુ રાજાઓ બોલ્યા કે-"અમે બીજું કાંઇ વિશેષ જાણતા નથી, પરંતુ રણસંગ્રામમાં અમે કોઇ પણ વખત કોઇથી બંધાઇએ નહીં, તે આજે અમે યુદ્ધ કરતાં અમારી જાતે જ બંધાઇ ગયા. તે અત્યારે ખરેખર આપના જ પ્રસાદથી અમે છૂટ્યા. માટે અમોને જીવન પર્યંત આપના સેવકો તરિકે અંગીકાર કરો" એમ કહીને તેના સેવક થયા. પછી તેજ રાજાઓના પરિવાર સહિત સમુદ્રપાળ રાજાએ મોટા ઉત્સવ પૂર્વક પોતાના નગરમાં પ્રવેશ કર્યો. પછી સભામાં સર્વ સભ્ય રાજાઓનો સત્કાર કરી તેમને રજા આપી, પોતે પ્રાસાદમાં દેવની પુજા કરવા ગયો. ત્યાં પૂજા કરતાં તેણે પોતાની પાસે એક વ્યંતર જોયો. તેને રાજાએ પૂછયું કે-"તું કોણ છે?" ત્યારે તે વ્યંતર બોલ્યો કે-"હું પૂર્વ ભવમાં તામલિપ્તી નગરીને વિષે નાગ નામનો કુટુંબીક હતો મારા પૂર્વજોએ કરાવેલા ચૈત્યની હું સાર સંભાળ કરતો, અને તેથી મારા કુટુંબનું પોષણ દેવદ્રવ્યથી થવા લાગ્યું તેથી મારૂં આખું કુટુંબ નાશ પામ્યું પછી મેં કોઇ નિમિત્તીયા પાસેથી સાંભળ્યું કે-"દેવદ્રવ્યનો

ઉપભોગ કરવાથી કુટુંબનો ક્ષય થાય છે." તેથી ભય પામીને મેં તે કામ તજી દીધું. અને તે વખતે મારી પાસે ચોવીશ હજાર દીનાર દેવદ્રવ્યની બાકી રહી હતી. તે મેં લેખ સહિત પૃથ્વીમાં દાટી. પછી યથાયોગ્ય કામ કરીને હું જીંદગી ગુજારવા લાગ્યો, છેવટે એક વખત રાત્રીએ મને અત્યંત વ્યાધિ થવા લાગ્યો તે વખતે પાડોશમાં એક વૃદ્ધ સ્ત્રી સુંદર સ્વરથી શ્રી શત્રુંજયનું માહાત્મ્ય ગાતી હતી. તે મેં એકાગ્ર મનથી સાંભળ્યું. તેના ધ્યાનમાં રહીને હું મરણ પામ્યો. તેથી શત્રુંજય ગિરિ ઉપર હું વ્યંતર રૂપે ઉત્પન્ન થયો છું. ત્યાં તમે પૂજા કરતા હતા, તે વખતે તમારા મુખથી મારૂં નામ સાંભળીને પૂર્વ ભવનું સ્મરણ થતાં હું પ્રસન્ન થઇને વિચાર કરવા લાગ્યો કે-મારૂં નિધાન કરેલું દેવદ્રવ્ય દેવ પૂજનમાં ખરચ્યું તે સારૂં થયું. તેથી હું આનું કાંઈક સાંનિધ્ય કરૂં એમ વિચારીને હું તમારી સાથે આવતો હતો. ત્યાં રસ્તામાં તમારી સાથે યુદ્ધ કરનાર શત્રુઓને મેં બાંધ્યા. પરંતુ હું અલ્પ શક્તિવાન્ હોવાથી બીજે સ્થાને રહેવા સમર્થ નથી, માટે હું હવે જાઉં છું. પરંતુ દરેક વરસે મને બે યાત્રાનું પુણ્ય તમારે આપવું." તે વચન સમુદ્ર રાજાએ અંગીકાર કર્યું. કહ્યું છે કે:—

यद्वस्तु दीयते चेत्तत् सहस्रगुणमाप्यते । तद्दत्ते सुकृते पुण्यं पापे पापं च तद्गुणम् ॥ १ ॥

ભાવાર્થ:—જે વસ્તુ કોઇને અપાય છે. તે હજાર ગણી

પોતાને મળે છે. માટે સુકૃત આપવાથી હજાર ગણું પુણ્ય, અને પાપ આપવાથી હજાર ગણું પાપ મળે છે.

किं चान्यद्दीयते यत्तद्धनिकस्याप चीयते । सुकृतं दीयमानं तु धनिकस्योपचीयते ॥ २ ॥

ભાવાર્થઃ—વળી ધનિક પુરૂષ બીજી કાંઇ વસ્તુ કોઇને આપે, તો તેની હાની થાય છે, પણ જો ધનિક પુરૂષ કોઇને સુકૃત આપે તો તેની વૃદ્ધિ થાય છે.

श्राव्यते सुकृतं यावद्योऽन्तकालेऽपि तावतः । निजश्रद्धानुमानेन स तदैवाश्नुते फलम् ॥ ३ ॥

ભાવાર્થઃ—જે ( મરનાર )ને તેના અંતકાળે કોઈ (પુત્રાદિક ) જેટલું સુકૃત કરવાનું સંભળાવે છે, તો તે ( મરનાર ) પોતાની શ્રદ્ધા પ્રમાણે તેટલા સુકૃતનું ફળ તેજ વખત પામે છે.

ततः श्रावयिता पश्चाद्विधत्ते मानितं यदि । तदा सोऽप्यनृणः पुण्यभाग्भवेदन्यथा न तु ॥ ४ ॥

ભાવાર્થઃ—ત્યાર પછી સુકૃત કરવાનું સંભળાવનાર (પુત્રાદિક) જ્યારે પોતાનું માનેલું સુકૃત કરે છે, ત્યારે તે પણ ઋણ રહિત તથા પુણ્યવાન્ થાય છે. નહીં તો દેવાદાર તથા પાપી થાય છે.

अश्रावितोऽपि श्रद्धत्ते सुकृतं यः क्वचिद्गतौ । जानन् ज्ञानादिनावेन सोऽपि तत्फलमाप्नुयात् ॥ ५ ॥

ભાવાર્થઃ—કોઇને તેના પુત્રાદિકે સુકૃત કરવાનું સંભળાવ્યું ન હોય, અને પાછળથી તેના પુણ્ય માટે તે પુત્રાદિક સુકૃત કરે, તો પણ તે મરનાર જીવ કોઇ પણ ગતિમાં રહીને જ્ઞાનાદિકથી જાણીને તે સુકૃતની શ્રદ્ધા (અનુમોદના) કરે, તો તે પણ તેટલું ફળ પામે છે.

अन्यथा सुकृतं तन्वन् स्वजनः स्वजनाख्यया । व्यवहार प्रीति भक्ती एव ज्ञापयति ध्रुवम् ॥ ६ ॥

ભાવાર્થઃ—ઉપર કહેલામાંનું કાંઇ પણ કારણ ન હોય, અને કોઇ આપ્ત માણસ (પુત્રાદિક) પોતાના (મરી ગએલા) આપ્ત માણસના નામથી સુકૃત કરે, તો તે સુકૃત માત્ર તેના ઉપરની પ્રીતિ તથા ભક્તિ જ જણાવે છે. તે સિવાય બીજું કાંઇ સુકૃતનું ફળ નથી.

પછી તે વ્યંતર ત્યાંથી અદૃશ્ય થયો, ત્યારે સમુદ્ર રાજા પુણ્યનું ફળ સાક્ષાત્ જોઇને તેના ઉપર અત્યંત આદર વાળો થયો, એક દિવસ પોતાના ભાઇ સિંહની બુદ્ધિને પણ પુણ્ય માર્ગમાં પ્રવર્તાવવાની ઇચ્છાથી તેને બોલાવવા માટે પોતાના માણસને તામલિપ્તી નગરીમાં મોકલ્યો, તે માણસ તામલિપ્તી જઇને પાછો આવી રાજાને કહ્યું કે– " ત્યાં સિંહ નથી, તેમજ ત્યાંથી નાશીને ક્યાં ગયો છે ? તે ખબર પણ મળતા નથી." પછી રાજા પોતાનું રાજ્ય ન્યાય પૂર્વક પાલન કરી દર વરસ પોતાના કુટુંબ સહિત અનેક યાત્રા કરવા લાગ્યો. તે પ્રમાણે ચિરકાળ સુધી તેણે સુખ ભોગવ્યું. તેની વૈર લેવાની રીત અદ્ભૂત સાંભળીને બીજા અભિમાની રાજાઓ પણ ત્રાસ પામીને તેને નમી જતા હતા. છેવટ પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્ય સોંપી તથા લક્ષ્મીનો પુણ્યાર્થે વ્યય કરી સમુદ્રપાળ રાજાએ વૈરાગ્યથી ગુરૂપાસે ચારિત્ર ગ્રહણ કર્યું. તે શમતાથી એકવીશ દિવસનું અનશન કરી સર્વાર્થ સિદ્ધ નામના વિમાનમાં અનુત્તર દેવ થયો. ત્યાંથી ચવીને શુદ્ધ કુળમાં ઉત્પન્ન થયો. ત્યાં ચારિત્ર ગ્રહણ કરી અને સંયમ રૂપી રાજ્યથી કેવળ જ્ઞાન પામી મોક્ષ સુખ પામ્યો.

અહીં તામલિપ્તી નગરીમાં " પોતાના ભાઇને સત્ય બોલવાથી રાજાએ સત્કાર કરીને યાત્રા માટે રજા આપી" તે વાત સાંભળીને સિંહને પોતાના અપરાધની શંકા થઇ, તેથી તે તરત જ સર્વ ધનાદિક લઇને પોતાના કુટુંબ સહિત વહાણમાં બેસીને સિંહલદ્વીપમાં ગયો. ત્યાં પણ રાજાની અકૃપા થવાથી બીજી વસ્તુના અલાભે હાથીના દાંત લેવાની ઇચ્છાથી પોતે મહા ઘોર અરણ્યમાં ગયો. ત્યાં હા-

થીના શિકારીઓ પાસે અનેક હાથીઓનો ઘાત કરાવ્યો. "પાપાનુબંધિ દ્રવ્યથી પાપ કરવામાં જ બુદ્ધિ થાય છે." પછી હાથીદાંતના ચાર વહાણ ભરીને પોતાના કુટુંબને ત્યાંજ રાખીને પોતે એકલો સમુદ્ર માર્ગે સુરાષ્ટ્ર દેશ તરફ જવા નીકળ્યો. આખા સમુદ્રને કુશળતાથી તરીને સુરાષ્ટ્રા નદીના સંગમ પાસે આવતાં તે ચારે વહાણો ભાંગી ગયાં. કેમકે "અતિશય પાપ કરનારાઓનું કલ્યાણ થતું નથી." ત્યાંથી સિંહ મરીને પ્રથમ નરકમાં ગયો. ત્યાં અનેક વેદના પામીને સંજ્ઞી પંચેંદ્રિયમાં હિંસક ભિલ્લ જાતિમાં ઉત્પન્ન થયો. ત્યાંથી પાછો પ્રથમ નરકમાં જઇને દુષ્ટ ભુજપરીસર્પ થયો. ત્યાંથી બીજી નરકમાં જઇને દુષ્ટ પક્ષી થયો ત્યાંથી ત્રીજી નરકમાં જઇને વનમાં દુષ્ટ સિંહ થયો. ત્યાંથી ચોથી નરકમાં જઇને દૃષ્ટિવિષ જાતિનો સર્પ થયો. ત્યાંથી પાંચમી નરકમાં જઇને ચાંડાળની સ્ત્રી થયો. ત્યાંથી છઠ્ઠી નરકમાં જઇને સમુદ્રમાં મત્સ્ય થયો. ત્યાંથી સાતમી નરકમાં જઇને તંડુલીયો મત્સ્ય થયો ત્યાંથી ફરીને સાતમી નરકે ગયો ત્યાંથી ફરીને છેલ્લા ક્રમથી ચાંડાલની સ્ત્રી આદિ યોનિમાં પ્રથમની જ જેમ ઉત્પન્ન થઇ દુઃખ ભોગવ્યા, તથા તેજ ક્રમે છઠ્ઠીથી પ્રથમ સુધી નરકમાં ગયો. ત્યાંથી દુઃખના સાગરરૂપ ઘોર સંસારમાં પડ્યો "આ સર્વ દેવ દ્રવ્યના વિનાશનું જ ફળ છે" અન્યાયથી થોડું પણ દેવદ્રવ્યનું ભક્ષણ કરવાથી રૈવ નામનો શ્રેષ્ઠી સાતવાર કૂતરો થયો હતો. કેમકે–"દેવદ્રવ્ય ખાવાનું ફળ જતું નથી." તે સાંભળીને નાભાક રાજાએ પ્રશ્ન કર્યો કે–"હે સ્વામી? તે શ્રેષ્ઠી કોણ હતો ? અને તે શાથી સાતવાર કૂતરાની યોનિમાં ગયો ?" ત્યારે ગુરૂ બોલ્યા કે–"ઉત્સર્પિણી તથા

અવસર્પિણીમાં ભરત અને ઐરવત નામના બન્ને ક્ષેત્રમાં જુદા જુદા ત્રેસઠ શલાકા પુરૂષો ઉત્પન્ન થાય છે. તેમાં ચોવીશ તીર્થંકરો, બાર ચક્રી, નવ વિષ્ણુ, નવ પ્રતિવિષ્ણુ, અને નવ બળરામ. તેમાં પૂર્વે શ્રી રામ ન્યાય પૂર્વક રાજ્યનું પાલન કરતા હતા. તે વખતે તેણે ગરીબ લોકો પરની કૃપાથી ન્યાય ઘંટા વગડાવી હતી. એક દિવસે કોઇક કૂતરો રાજમાર્ગ ઉપર ચાલતો હતો, તેને કોઇ બ્રાહ્મણના પુત્રે કાન ઉપર પથ્થર માર્યો. તેથી તેને લોહી નીકળ્યું. તેની ફરીયાદ કરવા માટે તે ન્યાય સભામાં જઇને બેઠો. તેને રાજાએ બોલાવીને પૂછ્યું, ત્યારે તેણે કહ્યું કે-" મને અપરાધ વિના કેમ માર્યો. ?" તે સાંભળીને રાજાએ તેને મારનાર બ્રાહ્મણના પુત્રને બોલાવીને કૂતરાને કહ્યું કે-" આ તારો મારનાર આવ્યો, તેને શું શિક્ષા કરૂં ? તે તું કહે." ત્યારે કુતરો બોલ્યો કે-" હે રાજા ? તેને મહાદેવના મઠનું આધિપત્ય આપો." રાજાએ કહ્યું કે-" એમાં તેનો શો દંડ થયો ?" ત્યારે ફરીથી કૂતરો બોલ્યો કે-" હે રાજા ? આજથી સાતમા ભવે હું મહાદેવનો પૂજારી હતો. તે વખતે દેવદ્રવ્યના ભયથી સારી રીતે હાથ ધોઇને ભોજન કરતો એક દિવસે શિવલિંગ પૂર્ણ થાય તેટલું ઠરેલું ઘી લોકોએ આણ્યું હતું, તે ઘીને વેચતાં કઠિન હોવાથી મારા નખમાં કિંચિત્ ભરાઇ ગયું. તેથી મને ખબર ન રહી. પછી જમતી વખતે ઉષ્ણ ભોજનના સંગમથી તે ઘી ઉનું થયું, તેથી તે પણ ખવાઇ ગયું. તે દુષ્ટ કર્મથી હું સાતવાર કૂતરો થયો હે રાજા ? આજ સાતમે ભવે મને જાતિ સ્મરણ થયું, અને આપના પ્રભાવથી મનુષ્ય વાણી પણ ઉત્પન્ન થઇ." તે સાંભળી નાભાક રાજા

ગુરૂને નમસ્કાર કરીને બોલ્યો કે–" આ ઇતિહાસ સાંભળીને મારૂં હૃદય ઘણું કંપે છે." ગુરૂએ કહ્યું કે–" જો એમ છે, તો તે કથા આગળ સાંભળો કે જેથી દેવદ્રવ્યના વિનાશનું ફળ સારી રીતે જણાય. હવે તે નાગનો જીવ કે જે વ્યંતર થયો હતો, તે શત્રુંજય પર્વત ઉપર સાઠ હજાર વર્ષ સુધી રહીને પછી ભોગની ઇચ્છાથી ચવીને કાંતીપુરીમાં રૂદ્રદત્ત નામના કુટુંબીનો પુત્ર સોમ નામે થયો. તે પાંચ વર્ષનો થતાં તેની મા સર્પ દંશ થવાથી મૃત્યુ પામી. તેની પડોશમાં એક નાસ્તિક દેવ પૂજક રહેતો હતો, તેના પુત્રોની સાથે સોમ પણ દેવાલયમાં જતો. દેવદ્રવ્ય ખાતો. અને પૂજા કરતાં બાકી રહેલા ચંદનવડે શરીરે લેપ કરતો તથા કંઠ સુધી વસ્ત્ર ઢાંકીને ચોતરફ અટન કરતો હતો. એક દિવસ તે યુવાવસ્થા પામેલો સોમ દેવદ્રવ્ય ચોરીને નાશી જતો હતો, તેવામાં ચોરોએ તેને પકડીને પારસીના દેશમાં વેચ્યો, ત્યાં તેના લોહીવડે વસ્ત્ર રંગવા લાગ્યા તેથી ત્યાંથી પણ તે નાશી ગયો. અને સમુદ્ર ઉતરીને માર્ગ ઉપર ચાલતો હતો. તેવામાં કોઇ એક ગામની નજીક માસ ઉપવાસી એક મુનિ આવતા હતા, તેને તેણે લાકડી વતી ત્રણવાર મારીને પૃથ્વી ઉપર પાડી નાંખ્યા. તેથી મુનિએ કાળ કર્યો. તે જોઇને સોમ ભયથી નાસવા ગયો. તેટલામાં રાજપુરૂષોએ આવીને તેને પકડ્યો. પરંતુ કોઈ શ્રાવકોએ દયાથી તેને છોડાવ્યો ત્યાંથી સોમ નાસીને જતો હતો. ત્યાં રસ્તામાં એક અરણ્યમાં દાવાનળથી બળીને મરી ગયો. અને સાતમી નરકે ગયો, "ઋષિ હત્યાનું પાપ તત્કાળ ફળદાયક થાય છે." ત્યાં તેત્રીશ સાગરોપમ વર્ષના આયુષ્યે મહાકષ્ટ ભોગવીને ઘોર સંસારમાં

પડ્યો ત્યાં અનેક જન્મમાં અટન કરીને અંબર નામના ગામમાં કૌશિક નામે ખેડુત થયો. તે ગામમાં પટેલને ઘેર કામ કરવા રહ્યો. એકદા સર્વ ખેડુતને માટે ખાવાનું લઇને તેમને આપવા જાય છે. તેટલામાં રસ્તામાં સન્મુખ આવતા માસોપવાસી મુનિને જોઇને તેને આહાર વહોરવાની વિનંતિ કરી. તેણે પૂર્વે સમુદ્રપાળ રાજા પાસેથી દરેક વરસે બબે યાત્રાનું ફળ માગી લીધું હતું, તે પુણ્યથી તેની આવી ઇચ્છા થઇ. પછી મુનિએ કહ્યું કે–" આ ભોજન લેવાથી ખાનારાઓને અંતરાય થાય. માટે તે મારે કલ્પે નહીં." તે સાંભળીને કૌશિક બોલ્યો કે–" આજે હું ઉપવાસ કરીને પણ મારૂં ભોજન આપીશ. માટે આપ પ્રસાદ કરીને ગ્રહણ કરો." આવા તેના આગ્રહથી મુનિએ તેની પાસેથી આહાર લીધો. પછી કૌશિકે મુનિ પાસે ઉપવાસનું પ્રત્યાખ્યાન તથા પ્રાણિ હિંસાનો નિષેધ કરી જાણે રાજ્ય પ્રાપ્ત કર્યું હોય, તેવો આનંદ પામ્યો. આ પ્રમાણે સત્કર્મ ઉપાર્જન કરીને તે ભદ્ર આશયવાળો કૌશિક મરીને ચિત્રકૂટગિરિ ઉપર ચિત્રપુરીમાં ચંદ્રાદિત્ય નામનો રાજા થયો તે શુદ્ધ દયારૂપ પુણ્યના પ્રભાવથી નીરોગી અને કામદેવના સરખા સ્વરૂપવાળો હતો. એકદા કંઠ સુધી તેનું આખું શરીર કોઢથી વ્યાપ્ત થયું. તેથી કંઠ સુધી વસ્ત્ર ઢાંકીને જ સદા રહેતો હતો. કોઇ વખત તે અતિ પાપિષ્ટ છતાં વધારે પાપ મેળવવા માટે શીકારની સામગ્રી લઇને ઘણા પશુઓવાળા વનમાં ગયો. ત્યાં મૃગલાં મારવાની આસક્તિથી ઘોડાને ખેલવતો તેની પાછળ દોડતો હતો, તેવામાં એક કાયોત્સર્ગે રહેલા મુનિને જોઇને તેણે પૂછ્યું કે–" મૃગલાં કઇ દિશામાં ગ-

ચા !" આ પ્રમાણે ત્રણવાર પૂછયું, પરંતુ મુનિએ તેને જવાબ આપ્યો નહીં. તેથી તેને મારવા માટે તેણે બાણ ચઢાવ્યું, તેવામાં તે રાજાને કોઇએ સ્થંભિત કર્યો. પછી મુનિ કાયોત્સર્ગ પારીને મોટા શબ્દથી બોલ્યા કે-" અરે ? હજી સુધી પૂર્વના કર્મથી છૂટયો નથી, અને નવાં કેમ બાંધે છે ? " તે સાંભળીને રાજાને મુનિને નમવાની ઇચ્છા થઇ. તુરત જ તેના શરીરનું બંધન છૂટી ગયું. પછી તેણે મુનિને નમસ્કાર કરીને પૂર્વનું અને નવાનું વૃત્તાંત પૂછયું. મુનિએ કહ્યું કે-" એકદા અયોધ્યા નગરીમાં કેવળજ્ઞાની પધાર્યા હતા. તેના મુખથી પર્ષદામાં દેવદ્રવ્યના નાશના અધિકાર ઉપર તારા પૂર્વ ભવનું વૃત્તાંત તથા ભવિષ્યમાં થવાનો બોધ જાણીને હું આ અરણ્યમાં આવી કાયોત્સર્ગે રહ્યો છું. " રાજાએ પૂછયું કે-" મારા પૂર્વ ભવનું શું વૃત્તાંત છે ? " ત્યારે મુનિએ નાગગોષ્ઠિકના ભવથી આરંભીને સર્વ વૃત્તાંત કહ્યું. અને કહ્યું કે-" શુદ્ધ દાન કરવાથી રાજ્ય, અહિંસા રૂપ દયા પાળવાથી ઉત્તમ રૂપ, અને દેવદ્રવ્યનું વિલેપન કરવાથી કોઢ પ્રાપ્ત થયો છે. " તે સાંભળીને ભયભીત થયેલા રાજાએ મુનિના ચરણને નમીને કહ્યું કે-" હે મુનિરાજ ! આ મહા પાપથી મને મૂકાવો, મૂકાવો. " ત્યારે મુનિએ તેને પરમેષ્ઠી મહામંત્રનો ઉપદેશ કર્યો, તથા તેનો અર્થ, પ્રભાવ અને સ્મરણ કરવાનો સર્વ વિધિ પણ બતાવ્યો. તેમજ શાસ્ત્રને જાણનારા તે મુનિએ " દેવ ચૈત્ય કરાવવાથી જીવ દેવદ્રવ્યના પાપમાંથી મુક્ત થાય છે. " એ પ્રમાણે [1]પ્રાયશ્ચિત્ત આપ્યું. તે સર્વ મુનિનો ઉપદેશ અંગીકાર કરીને મુનિને આગ્રહથી પોતાના

---

૧ આલોયણ.

નગરમાં રાખ્યા. પછી ઉપદેશ પ્રમાણે સર્વ ઇંદ્રિયોને કબજે રાખીને મહા મંત્રનું સ્મરણ કરવા લાગ્યો. છ માસે તેનો દેહ સુવર્ણ સમાન મનોહર કાંતિવાળો થયો, અને રાજ્ય હાથી, ઘોડા, અને કોશાદિકની વૃદ્ધિથી વિસ્તાર પામ્યું. પછી તે રાજાએ ચિત્રકૂટ પર્વતના શિખર ઉપર મેરૂ પર્વતના જેવા ઉંચા શિખર વાળું વીતરાગનું ચૈત્ય કરાવવાનો આરંભ કર્યો. એકદા તે રાજા મુનિ પાસે બેઠો હતો. તે વખતે કોઇ કુંભાર ગધેડાને દેખાડીને બોલ્યો કે-" હે રાજા ? આ જળ વહન કરનારો ગધેડો પોતાની જાતે જ પર્વત ઉપર ચઢે છે. તેનું શું કારણ ? " તે સાંભળી રાજાએ પણ મુનિને તેનું કારણ પૂછયું. તેટલામાં તે જ કેવળજ્ઞાની ત્યાં પધાર્યા. તેને નમવા માટે મુનિ તથા રાજા તે કુંભારને સાથે લઇને ગયા. પછી કેવળીને નમસ્કાર કરીને રાજાએ ગધેડાનું વૃત્તાંત પુછયું, ત્યારે કેવળીએ સમુદ્રનું તથા સિંહનું સર્વ વૃત્તાંત કહ્યા પછી કહ્યું કે-" સિંહનો જીવ સંસારમાં મહા ઘોર વેદના ભોગવીને કાંઇક લઘુ કર્મ થવાથી આ નગરમાં છ વાર ગધેડો થયો, સાતમા ભવે ત્રીંદ્રિય થઇને ફરીથી અવશિષ્ટ કર્મ હોવાથી છ વાર આ જ પુરમાં ગધેડો થયો. તેણે બાર હજાર દેવ દ્રવ્યનો નાશ કર્યો હતો, તે કર્મના અવશેષથી બારવાર ગધેડો થયો. દરેક જન્મે આ પર્વત ઉપર કારીગરો માટે હમેશાં ચઢતો હતો, તે અભ્યાસથી હવે પોતાની જાતે ચઢે છે." તે સાંભળીને રાજાએ દયાથી તે ગધેડાને સારી રીતે સાચવવા માટે કુંભારને ભળામણ કરી, તેથી કુંભાર પણ પ્રયત્ન પૂર્વક તેનું પાલન કરવા લાગ્યો. પછી કેટલેક દિવસે તે ભદ્ર પરિણામી ગધેડો મરીને મુળસ્થળ નામના ગામમાં ભાનુ

નામનો મુખી પટેલ થયો. એક દિવસ તેને રાજાએ કાઢી મૂકયો. તેથી આજીવિકાના નાશને નહીં સહન કરતો તે ગંગા નદીને કાંઠે ક્રૂર કર્મથી દ્રવ્ય ઉપાર્જન કરીને નિર્વાહ કરવા લાગ્યો. કોઇ વખત શ્રી શત્રુંજયની યાત્રા કરીને પાછો વળેલો એક બ્રાહ્મણ પોતાની સ્ત્રી તથા પુત્ર સહિત તે જ ગામમાં રાત્રીને સમયે આવ્યો. ત્યાં તેના કોઇ ભકતે તેને એક ગાય આપી, તે લઇને બ્રાહ્મણ રાત્રીના છેલ્લા પહોરે પોતાના ગામ તરફ ચાલ્યો. રસ્તામાં તે દુષ્ટ ભાનુએ ગાય, સ્ત્રી અને પુત્ર સહિત તે બ્રાહ્મણને મારી નાંખ્યો. પછી તે પાપી ત્યાંથી નાશીને જ્યારે ગંગા નદીને કાંઠે ગયો, ત્યારે સાયંકાળે શીતથી પીડાએલા તેણે કાયોત્સર્ગે રહેલા એક મુનિને જોયા. તે જોઇને "અહો ? આ મુનિ અહીં કેટલીવાર સુધી કષ્ટ સહન કરશે ?" એમ વિચારી વિસ્મય પામીને તે પણ રાત્રીના ચાર પહોર સુધી ત્યાંજ ઉભો રહ્યો. પ્રાતઃકાળ થતાં મુનિએ કાયોત્સર્ગ પાર્યો. ત્યારે ભાનુએ નમસ્કાર કરીને મુનિને પુછયું કે- "શું ? તમારે મોટું રાજ્ય મેળવવું છે ? કે જેથી આવું તપ કરો છો ?" મુનિએ જવાબ આપ્યો કે-"નરકના હેતુરૂપ રાજ્યનું મારે કાંઇ પણ પ્રયોજન નથી. પરંતુ સર્વ સાધુઓ મોક્ષને માટે જ તપ આચરે છે" તે સાંભળીને ભાનુએ "મોક્ષ તે શું ?" એવો પ્રશ્ન કર્યો, ત્યારે મુનિએ યોગ્ય યુક્તિવડે સંસારનું તથા મોક્ષનું સ્પષ્ટ સ્વરૂપ સમજાવ્યું. કે-જન્મ, જરા, મૃત્યુ, વિગેરે હજારો કલેશના સ્થાનરૂપ આ ચાર ગતિમાં ભ્રમણ કરાવનાર સંસાર કોને વૈરાગ્ય ઉત્પન્ન ન કરે ? જેમાં શાશ્વત અને અનંત સુખ લક્ષ્મી નિવાસ કરે છે. એવા સ્વર્ગ સુખનો પણ અનાદર કરીને ઇંદ્રો ઉત્તમ મોક્ષની જ યાચના કરે છે. પરંતુ તે

મોક્ષ સુકૃત કાર્યો કરવાથી જ પમાય છે, તેમાં પણ જિનેશ્વરોએ સર્વ પ્રાણી ઉપરની દયા જ મુખ્ય ગણેલી છે. ” એમ કહીને તે મુનિએ પ્રાણી દયાના અધિકારમાં જીવ-હિંસા તથા તે હિંસાનું ફળ એવી રીતે કહી બતાવ્યું, કે તે સાંભળીને ભાનુ પોતાના પાપ કર્મથી કંપવા લાગ્યો. પછી જીવન પર્યંત હિંસા ત્યાગનો ઉત્તમ નિયમ ગ્રહણ કરીને સાધુને પોતાને ઘેર લઇ જઇને શુદ્ધ અન્નથી પ્રતિલાભ્યા. આ પ્રમાણે તેણે ઉત્તમ ભોગનું ફળ આપનાર કર્મ ઉપાર્જન કર્યું. નિરંતર સર્વ પ્રાણીપર દયાળુ હોવાથી લોકમાં પૂજાવા લાગ્યો, અને તેથી પ્રાપ્ત થતા દ્રવ્યવડે આજીવિકા કરવા લાગ્યો. હે નાભાક રાજા ? છેવટ તે મરીને દાન પુણ્યના પ્રભાવથી તું રાજા થયો, અને શુદ્ધ જીવ દયાના પુણ્યથી કામદેવના રૂપને જીતનાર સ્વરૂપવાળો થયો. તે ચંદ્રાદિત્ય પણ જિન ચૈત્યને સંપૂર્ણ બનાવવારૂપ પ્રાયશ્ચિત્તવડે શુદ્ધ થઇને સૌધર્મ દેવલોકમાં દેવતા થયો. તેં તે જ પૂર્વ ભવમાં તારા મૂર્તિમાન્ પુણ્યની જેમ જિન મંદીર પડાવીને તે નગરની ફરતો કિલ્લો કર્યો હતો. માટે હે રાજા નાભાક ? પૂર્વ ભવમાં તેં બ્રાહ્મણ, સ્ત્રી, ગાય, બાળ અને તીર્થ એ પાંચ હત્યા કરી હતી, તે જ હત્યાઓ સર્વ પુણ્યમાં વિઘ્ન કરનાર કારણ છે, તેમાં પણ યાત્રાના વિઘ્નમાં તીર્થ હત્યા જ કારણ છે, માટે તે હત્યાના નિવારણ માટે આ પ્રાયશ્ચિત્ત સાંભળ. આદીશ્વર ભગવંતના વારામાં પ્રથમ વાર્ષિક તપ હતું, હાલના સમયમાં આઠ માસી તપ છે, ભવિષ્યમાં મહાવીર સ્વામીના વારામાં છ માસી તપ થશે. પ્રાયશ્ચિત્તમાં આ તપ સર્વોત્કૃષ્ટ છે, પરંતુ વિશેષે કરીને તો તીર્થ હત્યા કરનારને નવીન

તીર્થ કરાવવું જોઇએ. જે પુરૂષો અભિગ્રહ ધારણ કરીને શત્રુંજયાદિ તીર્થમાં ઉપર કહેલું પ્રાયશ્ચિત્ત કરે છે, તેઓ સમગ્ર પાપથી મુક્ત થાય છે ” આ પ્રમાણે સાંભળીને નાભાક રાજાએ દુર્ગમાં પ્રવેશ કરવાનો નિયમ કર્યો, અને પોતાના સર્વ લોકને બોલાવીને ત્યાં જ નગર વસાવ્યું. ત્યાં ગુરૂને વિનંતિ પૂર્વક રાખીને આ પ્રમાણે તેણે અભિગ્રહ લીધા કે–“ જયાં સુધી હું યાત્રા કરીને પાછો અહીં આવું, ત્યાં સુધી ભૂમિપર શયન કરવાનો નિયમ લઉંછું અને મૈથુન તથા દૂધ દહીંનો ત્યાગ કરૂં છું આ ત્રણ અભિગ્રહ અનુક્રમે તીર્થ, બ્રાહ્મણ અને બાળ હત્યાની શુદ્ધિ માટે લઉં છું, તેમજ પરસ્ત્રીનો તથા મદ્યમાંસનો આજથી જીવન પર્યંત ત્યાગ કરૂં છું. આ બે નિયમો અનુક્રમે સ્ત્રી હત્યા તથા ગોહત્યાની મુક્તિ માટે ગ્રહણ કરૂં છું. ” આ પ્રમાણે નિયમ કરીને ગુરૂની વાણીથી નવીન જિન પ્રાસાદ કરાવવા માટે કારિગરોને હુકમ આપી પોતે એકાંતર ઉપવાસવડે અષ્ટ માસી તપ ગ્રહણ કર્યું. આઠ માસે પ્રાસાદ પૂર્ણ થયો, એટલે તેમાં સુવર્ણમય આદીશ્વરની પ્રતિમા ભરાવીને મોટા ઉત્સવ પૂર્વક સ્થાપન કરી. પછી તે ચૈત્યમાં ત્રિકાલ સર્વજ્ઞની વિધિ પૂર્વક પૂજા કરીને અષ્ટ માસીનું શેષ સમગ્ર તપ પૂર્ણ કર્યું આ પ્રમાણે તીર્થ હત્યાથી મુક્ત થઇને શુભ દિવસે ભરત ચક્રીની જેમ શ્રી શત્રુંજયની યાત્રા માટે તેણે ગુરૂ સાથે પ્રયાણ કર્યું. પ્રથમના ચાર પ્રયાણમાં નાભાક રાજાના પગ આડી ચાર બિલાડીઓ ઉતરી, તેનું કારણ પૂછવાથી ગુરૂએ કહ્યું કે–“ પુણ્યમાં વિઘ્ન કરવાના હેતુથી બાળહત્યા આદિ ચાર હત્યાઓ પોતાનો ભાવ બતાવે છે, પરંતુ એકાગ્ર ચિત્તવાળાને જરૂર કાર્ય સિદ્ધિ થાય છે ” આ પ્રમાણે ગુરૂનુ વાકય યથાર્થ

માનીને રાજા આદીશ્વરના સ્મરણમાં એકાગ્ર ચિત્ત રાખી ને નિરંતર પ્રયાણવડે શત્રુંજય પાસે આવી પહોંચ્યો, સિદ્ધગિરિનું દર્શન થતાં ત્યાં જ સૈન્યનો પડાવ નાંખીને પછી સ્નાનાદિકથી પવિત્ર થઇ કેટલાંક પગલાં તીર્થ ભણી ચાલ્યો. પછી સન્મુખ સિંહાસન રાખીને તેનાપર અર્હત્ બિંબનું સ્થાપન કરી સર્વ સંઘ સહિત સ્નાનાદિક સર્વ પૂજાના પ્રકારથી પૂજા કરી. પછી રત્નના થાળમાં સુવર્ણના તથા રૂપાના ચોખાવડે અષ્ટ મંગળ આળેખીને એકસો આઠ શ્લોકોવડે આનંદથી સ્તુતિ કરી, પછી સિદ્ધગિરિને શક્ર સ્તવવડે વંદન કરીને તથા ગુરૂને પણ વંદન કરીને સુવર્ણ, મણિ, રત્ન તથા મુક્તાફળવડે તેમને વધાવ્યા. યાચકોને યથેષ્ટ અન્નાદિક દાન આપીને સર્વ લોકને સંતુષ્ટ કર્યા, અને સાધર્મિકને વિશેષે કરીને સંતુષ્ટ કર્યા. ત્યાર પછી ગુરૂને આગળ કરીને બાકીનો માર્ગ અતિક્રમણ કર્યો. પછી ગિરિપર ચડતા તે રાજા જાણે મુક્તિને માટે પ્રસ્થાન સાધતો હોય, તેમ શોભવા લાગ્યો. અને પ્રાસાદનું દર્શન થતાં જ પ્રથમ અપૂર્વ ઉત્સવથી યાચકોને દાન આપી કલ્પવૃક્ષ જેવો દેખાવા લાગ્યો. ઉપર જઇને સ્નાત્ર પૂજા, ધ્વજારોપણ, અને અવારિત ભોજન વિગેરે તથા અઠ્ઠાઇ ઓચ્છવ આદિ સંઘ પતિનું સર્વ ધર્મ કૃત્ય કર્યું. પછી તીર્થસેવા કરવાની ઇચ્છાથી રાજાએ ગુરૂ પ્રત્યે તેનો વિધિ પૂછી તથા ધર્મ ધ્યાનમાં જ તલ્લીન થઇને ત્રિકાળ જિન પૂજા કરી. પછી રાત્રિ દિવસ દેહને શુદ્ધ રાખીને મહામંત્રનું સ્મરણ કરતાં તેણે સાધુઓને તથા સાધર્મિકોને પારણા વખતે યોગ્ય ભક્ત પાનાદિકવડે સત્કાર કરીને એક માસમાં નિર્જળ ( ચઉવિહાર ) દશ છઠ્ઠ કર્યા. ત્રીશમે

દિવસે [1]બ્રાહ્મ મુહૂર્ત સમયે તેણે કાબર ચિત્ર વર્ણવાળી નોળીયા જેવડી ચાર બિલાડીઓ જોઈ. તે વખતે તેણે વિચાર્યું કે–“ આ બ્રાહ્મણાદિ હત્યાઓ તપના બળથી ક્ષીણ થાય છે.” એમ અનુમાન કરીને પૂર્વની રીતે એક મહિનામાં આઠ અઠ્ઠમ કર્યા. તે તપને અંતે ધૂસર વર્ણવાળી કોલ ( મોટા ઉંદર ) જેવડી તે બિલાડીઓને જોઇને તેને પૂર્વવત્ ક્ષીણ થતી માનીને ત્રીજે મહિને પણ પૂર્વની રીતે છ દશમ ઉપવાસ કર્યા. તે તપને અંતે શ્વેત વર્ણવાળી ઉંદર જેવડી તે બિલાડીઓને જોઇને વિશેષ હર્ષ પામ્યો. અને ચોથા મહિનામાં પાંચ દ્વાદશ ઉપવાસ કર્યા. ઓગણત્રીશમે દિવસે રાત્રી સમયે રાજા થોડી નિદ્રામાં હતો. અને પંચ પરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરતો હતો તે વખતે તેણે એવું સ્વપ્ન જોયું કે–“ કોઇ પણ સ્ફટિકના પર્વત ઉપર હું પ્રથમ પગથીએ રહ્યો છું. પરંતુ કોઇ એક અતિ કૃશ થયેલા વૃદ્ધ પુરૂષે મને પાડી નાંખ્યો. ત્યાંથી ઉઠીને બીજે પગથીએ અને ત્યાંથી ત્રીજે પગથીએ ગયો. ત્યાંથી પર્વતના શિખરપર ચઢીને મુક્તાફળના ઢગલામાં પેઠો.” આ પ્રકારે સ્વપ્ન જોઇને તેનું ફળ તેણે ગુરૂને પૂછ્યું. ત્યારે ગુરૂએ કહ્યું કે–“ સ્ફટિકનો પર્વત તે જૈન ધર્મ જાણવો. તેનું પહેલું પગથીયું મનુષ્યભવ છે. તે જૈન ધર્મરૂપ પર્વતથી પૂર્વના જીર્ણ તથા સ્વલ્પ રહેલા અંતરાય કર્મે પાડી નાંખ્યો, તો પણ પરાક્રમથી પાછો હઠ્યા વિના તું બીજે પગથીયે એટલે સ્વર્ગે જઇશ. ત્યાંથી મનુષ્ય ભવમાં ત્રીજા પગથીયારૂપ કેવળ જ્ઞાન પામીને સર્વ કર્મથી મુક્ત થતાં મુક્ત રાશિ ( મોક્ષ ) માં જઈશ. પરંતુ હું છ-

---

૧ ચાર ઘડી રાત્રી બાકી રહે તે બ્રાહ્મ મુહૂર્ત કહેવાય છે.

અસ્થ હોવાથી તે પૂર્વનું કર્મ જાણી શકતો નથી. માટે તે વિષે મહા વિદેહ ક્ષેત્રમાં જઇને શ્રીમાન્ સીમંધર સ્વામીને હું પૂછું." તે સાંભળીને રાજાએ પૂછ્યું કે–"હે ગુરૂ ? તેમ શી રીતે બને ?" ત્યારે ગુરૂએ કહ્યું કે–"તારા પુણ્યના પ્રભાવે થોડા કાળમાં જ એવું થશે." આ વાક્ય ગુરૂએ રાજાના વિશેષ લાભ માટે જ કહ્યું હતું. નહીં તો ગુરૂ પોતે જ પૂર્વને જાણનાર હતા, માટે કેવળીને પ્રશ્ન કરીને જ સર્વ જાણે તેમ હતું. હવે નાભાક રાજાએ તે પારણાને દિવસે પણ અંતરાય કર્મના નાશ માટે ઉપવાસ કર્યો. રાત્રિએ કાંઇક નિદ્રાવશ થયો. પ્રભાત સમય થતાં જેવામાં તે જાગૃત થયો. તેવામાં તેણે પોતાને એક મોટા અરણ્યમાં પડેલો જોઇ વિચાર્યું કે–"અરે ? રે ? તેજ અંતરાય કર્મ આવ્યું, કે શું ? અથવા ખેદ કરવાથી બસ છે. શ્રી શત્રુંજય તીર્થના નાયક શ્રી આદીશ્વરને નમસ્કાર કર્યા પછી જ મારે ભક્ત પાન ગ્રહણ કરવું. એ પ્રમાણે અભિગ્રહ ધારણ કરીને ચાલ્યો. જોડા નહીં હોવાથી તેના પગ લોહીની ધારાથી વ્યાપ્ત થયા. તપસ્યા કરવાથી કૃશ થયેલો હતો. તૃષાથી આક્રાંત થયો હતો. થાક પણ લાગ્યો હતો. ક્ષુધાની પીડા અત્યંત થઇ હતી, અને મધ્યાન્હના તાપવડે તપેલી રેતીથી રસ્તામાં બળી જતો હતો; તો પણ મનમાં કાંઇ પણ ગ્લાનિ પામ્યા વિના વીતરાગના જ ધ્યાનમાં ચાલતો હતો, દિવસનો પાછલો પહોર થતાં કોઇક સ્ત્રીએ તેની પાસે ફળાદિક ભોજન મૂક્યું, પરંતુ સત્ત્વથી તે તેણે ખાધું નહીં, તેમજ જળ પણ પીધું નહીં. પછી તે સ્ત્રીના આગ્રહથી તેની સાથે શાલિના ક્ષેત્રથી શોભતા એક નગરને વિષે મોટા ઉત્સવોથી ભરપૂર અને આકાશ સુધી પહોંચેલા એક મેહેલમાં તે સ્વસ્થ મનથી

ગયો. ત્યાં તે રાજાએ આશ્ચર્ય કારક સ્વરૂપવાળી અને દેદીપ્યમાન અલંકારથી મનોહર એવી હજારો સ્ત્રીઓને વિલાસ કરતી જોઇ. પછી તે સ્ત્રિઓમાંથી એક હંસના જેવી ગતિવાળી કે જે સર્વ સ્ત્રીયોની સ્વામી હતી. તે ઉઠીને રાજા પાસે આવી. અને હાથ જોડીને પ્રીતિ પૂર્વક બોલી કે–" હે ગુણના સમુદ્ર ? અમારા સદ્ ભાગ્યથી તમો અત્રે આવેલા છો. " આ સ્ત્રીયા રાજ્ય છે." એમ તમે જાણો. તેથી અહીં જે કોઇ આવે, તે જ અમારો પતિ છે." આ પ્રમાણે તેનું વચન સાંભળીને રાજાએ વિચાર કર્યો કે–" એક સંકટમાં બીજું સંકટ આવી પડયું, માટે આ સ્થળે મૌન રાખવું એજ કલ્યાણકારી છે. કહ્યું છે કે–" मौनं सर्वार्थ साधनम्. " એમ વિચારીને રાજા મૌન રહ્યો, એટલે તે મુખ્ય સ્ત્રીના હુકમથી બીજી સ્ત્રીઓ સ્નાન ભોજનની સર્વ સામગ્રી તૈયાર કરીને આવી. અને " હે પ્રાણનાથ ? અમારાપર તત્કાળ પ્રસન્ન થઇને યથારૂચિ સ્નાન ભોજન કરો, અને જીવન પર્યંત નિર્ભયપણે અમારી સાથે ભોગ વિલાસ ભોગવો." એમ બોલતી તે સ્ત્રીઓ ઠંડું જળ, સિતા નામની ઓષધીનું જળ, દ્રાક્ષાનું જળ, અને ઘૃત તથા શર્કરા યુક્ત ક્ષીરાન્ન વિગેરે તેની પાસે દેખાડીને સુંદર વાકયોથી પ્રથમ અનુકૂળ ઉપસર્ગો કરીને પછી પ્રતિકૂળ ઉપસર્ગો પણ કરવા માંડી. તો પણ રાજાનું ચિત્ત ક્ષોભ પામ્યું નહીં. અને ધર્મધ્યાનમાં જ રહ્યો છે, તેટલામાં તેણે પોતાને શત્રુંજય ગિરિના શિખરપર રહેલો જોયો. " અહો ? આ શું ? " એમ વિચારી રાજા આશ્ચર્ય પામ્યો. તેવામાં તેનાપર આકાશમાંથી સુગંધથી ખેંચાઇ આવેલા ભ્રમરના સમૂહથી વ્યાપ્ત કુસુમની વૃષ્ટિ

પડી. અને તેની સન્મુખ દીપ્ત કાંતિવાળો અને સુવર્ણના કુંડલવાળો કોઇક દેવતા પ્રગટ થઇને " જય, જય " શબ્દ પૂર્વક બોલ્યો કે-" હે રાજા ? તારા સત્ ધર્મની પ્રશંસા સૌધર્મેન્દ્રે કરી, તે નહીં સહન થવાથી મેં આ સર્વ ઉપદ્રવાદિક કર્યા છે. તો હે મહા ભાગ્યવાન્ ? તમને આ પ્રમાણે મેં કલેશ પમાડયો. તેથી મને ક્ષમા આપો, અને તમારા સત્ત્વથી ( ધૈર્યથી ) હું તુષ્ટમાન થયો છું. માટે વરદાન માગો, વરદાન માગો. " તે સાંભળીને રાજા બોલ્યો કે-" મને આપ્ત ધર્મરૂપી ધન હોવાથી હું કાંઇ પણ બીજું માગતો નથી, પરંતુ શ્રીમાન્ સીમંધર સ્વામીને વાંદવાની મારી ઇચ્છા છે. તે પૂર્ણ કરો. " ત્યારે તે દેવતાએ એક વિમાન બનાવ્યું, તેમાં ધૈર્યવાન્ પુરૂષોમાં અધિક શિરોમણિ સમાન નાભાક રાજા દેવ ગુરૂને વંદન કરીને બેઠો, અને વિદેહ ક્ષેત્રમાં ગયો. ત્યાં અષ્ટ પ્રાતિહાર્યની લક્ષ્મીથી સેવન કરાતા શ્રી સીમંધર સ્વામીને વાંદીને " હે ભગવન્ મારો પૂર્વનો અંતરાય શો છે ? " એમ પૂછયું. ત્યારે ભગવાને સમુદ્રપાળનું સિંહનું તથા નાગ ગોષ્ઠિકનું સવ વૃત્તાંત કે જે યુગંધર આચાર્યે કહ્યું હતું તે કહી બતાવ્યું. વળી પ્રભુએ રાજાને કહ્યું કે-" કોઇ પણ જીવ કોઇ વખત પણ પૂર્વે કરેલા કર્મથી મુક્ત થતો નથી. અને તેનું દૃષ્ટાંત તું પોતે જ છે. તેં સિંહના ભવમાં તારા ભાઇને પકડાવીને યાત્રાનો અંતરાય કર્યો હતો. તેજ અંતરાય તને સ્ફટિક પર્વતના પહેલા પગથીયેથી નાંખી દેનાર વૃદ્ધ પુરૂષરૂપે જાણવો. આ જે દેવતા તારી સાથે છે. તે નાગગોષ્ઠિકનો જીવ છે, પરંતુ તેણે પૂર્વે ચંદ્રાદિત્યના ભવમાં સર્વ દુષ્ટ કર્મનો નાશ કર્યો હતો, તેથી તે સૌધર્મ કલ્પમાં દેવતા થયો

છે. ” આ પ્રમાણે શ્રી સીમંધર સ્વામીના મુખથી પોતે પોતાનું પૂર્વ ચરિત્ર સાંભળીને તે દેવ તથા નાભાક રાજા ખુશી થયા. પછી તેઓ પ્રભુને નમીને શત્રુંજય તીર્થ પ્રત્યે ગયા. ત્યાં ભક્તિપૂર્વક શ્રી આદીશ્વરની સ્નાત્ર પુજાનો મહોત્સવ તથા ત્રણ અઠ્ઠાઇ મહોત્સવ કરીને પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યા. પછી શાશ્વત પૂજાને માટે તે બન્ને જણાએ સર્વ અંગના આભૂષણ કરાવીને મહા પૂજા સમયે અનુક્રમે અનુક્રમે અર્પણ કર્યા. માણિક્ય તથા રત્નોથી જડિત સુવર્ણની મહા ધ્વજા ચઢાવીને પછી ભક્તિથી અપૂર્વ આનંદદાયી સંગીતની રીતિ દેખાડવા લાગ્યા. આ પ્રમાણે નિષ્કપટપણાથી અત્યંત પ્રૌઢ પ્રભાવના કરીને તે બન્નેએ લાંબા વખત સુધી વીતરાગના શાસનની ઉન્નતિનો ફેલાવો કર્યો. ત્યાર પછી અનંત ઘણા ઉત્સાહથી જેનું શરીર રોમાંચના કંચુકથી પુષ્ટ થયું છે એવો નાભાક રાજા ધર્મશાળામાં ગયો. ત્યાં કલ્પવૃક્ષને પણ તિરસ્કાર કરનારા તે રાજાએ ડિંડિમના ઘોષ પૂર્વક પોતાનું દ્રવ્ય યાચકોને આધીન કરીને જગતને દારિદ્ર્ય રહિત કર્યું. પછી પુણ્યે કરીને જેનો આત્મા પવિત્ર થયો છે, તથા જેણે સર્વ પાપ ધોઇ નાંખ્યા છે એવો નાભાક રાજા ગુરૂની સાથે પોતાના નગર તરફ જવા નીકળ્યો. પગમાં જોડા પહેર્યા વિના જ તે ગુરૂની ડાબી બાજુએ પૃથ્વીપર ચાલીને ઉંચી નીચી પૃથ્વીને બતાવવાથી ભક્તોમાં અગ્રેસર થયો. અને ચંદ્રાદિત્ય દેવતા સેના જેવડું મોટું છત્ર વિસ્તારતો ગુરૂ તથા રાજાની બન્ને બાજુએ ચામર ચલાવતો, સંવર્તક નામના વાયુએ કરીને આગળથી કાંટા વિગેરે દૂર કરતો, સુગંધિ જળની વૃષ્ટિએ કરીને માર્ગમાં રહેલી ધૂળને શમાવતો, સુગંધિ પંચ વર્ણવાળા પુષ્પોવડે

પૃથ્વીને ઢાંકતો, એક યોજન ઉંચા મહાધ્વજને આગળ ચલાવતો, અને "આ ગુરૂ તથા રાજાની અવજ્ઞા કરનારાઓ પોતાની જાતે જ નાશ પામશે, અને તેમનાં ચરણ કમળને નમસ્કાર કરનારાઓ મોટી લક્ષ્મીથી વૃદ્ધિ પામશે." એ પ્રમાણે આકાશમાં દુંદુભિ વગાડીને આકાશ વાણી કરતો, ગુરૂની ભક્તિ તથા રાજાનું સાંનિધ્ય દેખાડતો હતો. તેથી હાથમાં ઉપહાર લઇને આવતા અનેક રાજાઓવડે પગલે પગલે અધિક લક્ષ્મીની વૃદ્ધિવાળો નાભાક રાજા પોતાના નગરમાં આવ્યો. પછી ગુરૂએ શ્રી નાભાક રાજાને સમ્યકત્વના મૂળ કારણરૂપ શ્રાવકના બાર અણુવ્રત આપીને અન્યત્ર વિહાર કર્યો.

પછી દેવના સાંનિધ્યથી નાભાક રાજાએ વાસુદેવની જેમ ભરતાર્દ્ધના ત્રણ ખંડ સાધ્યા, અને સોળ હજાર રાજાઓના મસ્તક ઉપર પોતાની આજ્ઞા સ્થાપન કરીને રાજ્ય તથા ધર્મનું સારી રીતે પાલન કર્યું. તેણે ત્રિકાળ દેવ પૂજા કરીને, બે વખત સદ્ગુરૂને વાંદીને, તથા છ આવશ્યક કર્મ કરીને રાજ્યનું ફળ મેળવ્યું હતું. તે રાજાએ દરેક ગામ અને પુરમાં ઉંચા તોરણવાળા જિન પ્રાસાદો તથા હજારો ધર્મશાળાઓ કરાવી હતી. તેણે હિંસા, અસત્ય, પરદ્રોહ, પિશુનતા ( ચાડી ), કજીયા, અને અદેખાઇનો તથા વિશેષે કરીને સાતે વ્યસનોનો મૂળ સહિત નાશ કર્યો હતો. તેના રાજ્યમાં જે કોઇ માણસ મનથી પણ મિથ્યાત્વ, પાપ અથવા અન્યાય કરતો, તેને તે જ ક્ષણે દેવતા પોતે જ શિક્ષા આપતો; તેથી તેના દેશમાં રહેનારા સર્વ લોકો પુણ્યની જ બુદ્ધિવાળા થઇને રાજાના માર્ગને જ અનુસરતા હતા. કેમકે—**यथा राजा तथा प्रजाः**

"જેવો રાજા તેવી પ્રજા હોય છે." એ પ્રમાણે જેમ જેમ પૃથ્વી ઉપર પુણ્યની વૃદ્ધિ થાય છે, તેમ તેમ યોગ્ય સમયે વૃષ્ટિ, ધાન્ય સમૃદ્ધિ અને ઘણા ફળ પુષ્પવાળા વૃક્ષો થાય છે, ગાયો ઘણું દૂધ આપે છે, ખાણોમાં ઘણાં રત્નો ઉત્પન્ન થાય છે, વેપારમાં બહુ લાભ મળે છે, દૂર દેશ સારા સંવરવાળા થાય છે, તથા સર્વ લોકો વ્યાધિ-ભય રહિત, અતિ સુખી અને લાંબા આયુષ્યવાળા પુત્ર પૌત્રાદિક સંતાનની વૃદ્ધિથી સંપૂર્ણ થાય છે. તે રાજાના દેશના લોકોનું આવા પ્રકારનું ધર્મ-સુખ જોઇને જાણે લજ્જાએ કરીને જ ધર્મ રહિત દેવતાઓ અદૃશ્ય થયા હોય, તેમ લાગતું હતું.

આ પ્રમાણે શ્રી નાભાક રાજાએ ચિર કાળ સુધી મોટા રાજ્યનું પાલન કર્યું, અને અંતે તે બુદ્ધિશાળી અનશન કરીને બારમા દેવલોકમાં ગયો છે. ત્યાંથી મનુષ્ય જન્મ પામીને મુક્તિ પામશે તે ચંદ્રાદિત્ય દેવતા પણ મનુષ્ય ભવ પામીને શાશ્વત મોક્ષ સુખ મેળવશે.

આ નાભાક રાજાનું ચરિત્ર સાંભળીને બુદ્ધિમાન પુરૂષોએ દેવદ્રવ્યથી દૂરજ રહેવું.

श्रीमदंचलगच्छेश श्री मेरुतुंगसूरिभिः । युगर्तुयुगभूसंख्ये वर्षेऽसौ निर्मिता कथा ॥ १ ॥

ભાવાર્થઃ—આ નાભાક રાજાની કથા ચોદસો ચોસઠની સાલમાં શ્રીમત્ અંચળ ગચ્છના આચાર્ય શ્રી મેરૂતુંગ નામના સૂરિએ રચી છે. ઇતિ શમ્

॥इति देवद्रव्याधिकारे श्रीनाभाकराजकथा संपूर्णा॥

## શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭ | ૧૫ | પ્રાસ | પ્રાસ |
| ૩૫ | ૯ | પૂવ | પૂર્વ |
| ૫૩ | ૧૬ | संसारओ | संसारिओ |
| ૫૯ | ૫ | जिण | जिण |
| ૬૯ | ૧૫ | ચેત્ય | ચૈત્ય |
| ૭૫ | ૭ | અથ | અર્થ |
| ૮૦ | ૧૩ | આધક | અધિક |
| ૮૦ | ૨૩ | આવા | આવી |
| ૧૦૧ | ૨૪ | ક્રયાઓ | ક્રિયાઓ |
| ૧૦૫ | ૬ | ચત્યાદિક | ચૈત્યાદિક |
| ૧૦૫ | ૧૭ | લઘુ | લઘુ |
| ૧૨૦ | ૧૫ | વિધ | વિધિ |
| ૧૨૨ | ૧૦ | શુકય | શુકલ |
| ૧૨૩ | ૫ | वैराग्या | वैराग्या |
| ૧૨૩ | ૬ | सागरः | सागरैः |
| ૧૨૮ | ૨ | व्रतान | व्रतानि |
| ૧૬૪ | ૨ | दाध | दाधि |

## ॥अथ श्रीचिन्तामणिपार्श्वनाथजिनस्तोत्रं लिख्यते॥

किं कर्पूरमयं सुधारसमयं किं चंद्ररोचिर्मयं
किं लावण्यमयं महामणिमयं कारुण्यकेलीमयम् ।
विश्वानंदमयं महोदयमयं शोभामयं चिन्मयं
शुक्लध्यानमयं वपुर्जिनपते भूयाद्भवालंबनम् ॥ १ ॥
पातालं कलयन् धरां धवलयन्नाकाशमापूरयन्
दिक्चक्रं क्रमयन् सुरासुरनरश्रेणीं च विस्मापयन् ।
ब्रह्मांडं सुखयञ्जलानि जलधेः फेनच्छलाल्लोलय-
ञ्छ्रीचिंतामणिपार्श्वसंभवयशोहंसश्चिरं राजते ॥ २ ॥
पुण्यानां विपणिस्तमोदिनमणिः कामेभकुंभसृणि-
र्मोक्षे निःसरणिः सुरेन्द्रकरणिज्योतिःप्रभासारणिः ।
दाने देवमणिर्नतोत्तमजनश्रेणीकृपासारणि-
विश्वानंदसुधा घृणिर्भवभिदे श्रीपार्श्वचिन्तामणिः ॥ ३ ॥
श्रीचिन्तामणिपार्श्व विश्वजनतासञ्जीवनं त्वं मया
दृष्टस्तात ततः श्रियः समभवन्नाशक्रमा चक्रिणः ।
मुक्तिः क्रीडति हस्तयोर्बहुविधं सिद्धं मनोवांछितं
दुर्दैवं दुरितं च दुर्दिनभयं कष्टं प्रणष्टं मम ॥ ४ ॥
यस्य प्रौढतमप्रतापतपनः प्रोद्दामधामा जग-
ज्जंघालः कलिकालकेलिदलनो मोहांधविध्वंसकः ।
नित्योद्योतपरं समस्तकमलाकेलीगृहं राजते
स श्रीपार्श्वजिनो जनेहितकृतो चिन्तामणिः पातु माम्॥५॥
विश्वव्यापि तमो हिनस्ति तरणिर्बालोऽपि कल्पांकुरो
दारिद्राणि गजावलिं हरिशिशुः काष्ठानि वह्नेः कणः ।

पीयूषस्य लवोऽपि रोगनिवहं यद्वत्तथा ते विभो
मूर्तिः स्फूर्तिमती सती त्रिजगतीकष्टानि हर्तुं क्षमा ॥ ६ ॥
श्रीचिन्तामणिमंत्रमोंकृतियुतं ह्रींकारमाराश्रितं
श्रीमर्हं नमिऊणपासकलितं त्रैलोक्यवश्यावहम्
द्वेधाभूतविषापहं विषहरश्रेयःप्रभावास्पदं
सोल्लासं वसुहांकितं जिनफुलिंगानंदनं देहिनम् ॥ ७ ॥
ह्रींश्रींकारवरं नमोऽक्षरपदं ध्यायंति ये योगिनो
हृत्पद्मे विनिवेश्य पार्श्वमधिपं चिन्तामणीसंज्ञकम् ।
भाले वामभुजे च नाभिकरयोर्भूयो भुजे दक्षिणे
पश्चादष्टदलेषु ते शिवपदं द्वित्रैर्भवैर्यान्त्यहो ॥ ८ ॥
नो रोगा नैव शोका न कलहकलना नारिमारीप्रचारा
नैवांध्यं नासमाधिर्न च दुरदुरिते दुष्टदारिद्रता नो ।
नो शाकिन्यो ग्रहा नो न हरिकरिगणव्यालवेतालजाला
जायंते पार्श्वचिन्तामणिनतिवशतः प्राणिनां भक्तिभाजाम् ९
गीर्वाणद्रुमधेनुकुंभमणयः स्वस्यांगणेरंगिणो
देवा दानवमानवाः सविनयास्तस्मै हितं ध्यायिनः ।
लक्ष्मीस्तस्य वशा वशेव गुणिनां ब्रह्मांडसंस्थायिनी
श्रीचिन्तामणिपार्श्वनाथमनिशं संस्तौति यो ध्यायति॥१०॥
इति जिनपतिपार्श्वः पार्श्वपार्श्वाख्ययक्षः
प्रदलितदुरितौघः प्रीणितप्राणिसंघः
त्रिभुवनजनवांछादानचिन्तामणीकः
शिवपदतरुबीजं बोधिबीजं ददातु ॥ ११ ॥

॥इति श्रीचिन्तामणिपार्श्वनाथजिनस्तोत्रं संपूर्णम्॥